૪૪૫૫

# पदबंध पद्माख्यान.

દશ સતીકથામાંહેલી

પેહેલી કથા.

બનાવનાર,

શંકરલાલ જેઠાભાઈ ભટ્ટ.

રહેવાશી જામનગર.

મુંબઈ,

"નિર્ણયસાગર" છાપખાનામાં છાપ્યું.

સંવત્ ૧૯૪૬.—સને ૧૮૯૦.

કિંમત રૂપિયો એક.

# અર્પણપત્રિકા.

## સવૈયા એકત્રીશા.

ધર્મ સુતા છો ધર્મ ધુરંધર, સતીધર્મ પાળક સાક્ષાત,
કામિનીધર્મતણા જ્ઞાતા છો, પતિવ્રતા શુભ ઉત્તમ જાત;
શાસ્ત્ર વેદ કુળધર્મ પાળકા, રાખો પરમારથ પરતાન,
તેમાટે હે સતી નાથીબા, અર્પું તમને પદ્માખ્યાન. ૧

આપ પ્રગટતાં પીઅરીયાંમાં, વ્યાપારે વૃદ્ધિ થૈ બેશ,
સાસરીઆંમાં જાતાં વૈભવ, ત્યાંપણ વાધ્યો અતિ વિશેષ;
એવાં શુભ પગલાંથી લક્ષ્મી-અંશ દિસો છો કરૂં અનુમાન,
તેમાટે હે સતી નાથીબા, અર્પું તમને પદ્માખ્યાન. ૨

પરમ પુનિતા વાંચો ગીતા, પવિત્ર ચિત્તા ગુણભંડાર;
શીઅળવંતી છો કુળવંતી, પડતા જનનાં છો આધાર;
કુલિન કામિની ધર્મકર્મપર, શ્રેષ્ઠપણે રાખો નિજધ્યાન,
તેમાટે હે સતી નાથીબા, અર્પું તમને પદ્માખ્યાન. ૩

મીરાં સરખી ભક્તિ નરખી, પણ મીરાંથી છો બહુ શ્રેષ્ઠ,
મીરાંએ પતિસાથ બગાડી, ભક્તિ માંડી એ અતિ નેષ્ટ;
પણ આપે પતિસેવા ભક્તિ-સાથે હ્રદે ધર્યા ભગવાન,
તેમાટે હે સતી નાથીબા, અર્પું તમને પદ્માખ્યાન. ૪

પિતર અમર કરવા નિજપતિને, સૂચવી યુક્તિ તેં શુભ એક,
ખંભાપુરમાં ભવ્ય ચણાવો, મકાન રૂડાં રાખી ટેક;
પિતા ધર્મસી નામ ઉપરથી, ધર્મવડ રાખો અભિધાન,
તેમાટે હે સતી નાથીબા, અર્પું તમને પદ્માખ્યાન. ૫

શૂણી સૂચના આપ પતિએ, રચ્યો ધર્મવાડો બહુ ખાસ,
જ્યાં પરદેશી સબળા નબળા, વર્ણ અઢાર કરે જનવાસ;
અતિથિઓને એમાં નિત પ્રતિ, દો અન-ધન વસ્ત્રાદિક દાન,
તેમાટે હે સતી નાથીબા, અર્પું તમને પદ્માખ્યાન. ૬

સદાવર્ત વળી પુસ્તકશાળા, નવાંણુ બાંધ્યાં તેમાં સાર,
ખાયપીએ ને વાંચે પુસ્તક, દુનિઆંપર એ અતિ ઉપકાર;
ધર્માત્મા તુજ પતિનાં આથી, વધ્યાં ધરામાં યશ ને માન,
તેમાટે હે સતી નાથીબા, અર્પું તમને પદ્માખ્યાન. ૭

કળી કાળમાં આપસમોવડ, સતી નથી દીઠી કો ઠામ,
તેથી હે કલ્યાણી આ પુસ્તકસાથે જોડું તુજ નામ;
વળી પતિવ્રત પાળ્યાનું સર્વે નારીને આપો જ્ઞાન,
તેમાટે હે સતી નાથીબા, અર્પું તમને પદ્માખ્યાન. ૮

શાસ્ત્રવિહિત શુભ સતી ચરિત્રો સતી ધર્મથી જે ભરપુર,
સ્નેહસહિત શૂણીયાં મુજ મુખથી, આતુર થૈ શ્રદ્ધા ધરી ઊર;
તેમાં આ પુસ્તકપર પ્રીતિ, દેખાડી હિયહારસમાન,
તેમાટે હે સતી નાથીબા, અર્પું તમને પદ્માખ્યાન. ૯

### દોહરા.

ઠાકરસી સુત કુળમણિ, દામોદર ધરનાર;
સતી શિરોમણી નાથીબા, ધર્મરૂપ અવતાર. ૧
આ અર્પણ પાત્ર કરો, ભાવે અંગીકાર;
શંકર દે આશીષ તુજ, ચિરંજીવો પરિવાર. ૨

---

# પ્રસ્તાવના.

૧ આપણા દેશમાં સ્ત્રીકેળવણીની સાથે ધર્મસંબંધી શિક્ષણ ન હોવાથી આપણી અભ્યાસ કરતી બાળાઓ તથા બીજી સ્ત્રીઓના આચાર-વીચાર, નીતિ-રીતિ, રહેણી-કરણી, વિવેક, સ્વભાવ, મર્યાદા, વગેરે દિનપ્રતિદિન કેટલેક ઠેકાણે બદલાતાં જાયછે. તે જોઇને ઘણાખરા સમજુ દેશી લોકોનું અંતઃકરણ દાઝેછે, એવા લોકોની સલાહ ઉપરથી મેં કાઠીયાવાડ-હાલાર પ્રાંતના જામનગર શેહેરની કન્યાશાળા, કે જેમાં હું હેડમાસ્તર હતો, તેમાં **स्त्रीसद्धर्मबोधक** એવા નામની દર બુધવારે ભરાતી એક સ્ત્રીસભા સ્થાપી હતી, આ સભાની અસરથી ત્યાંની સ્ત્રીકેળવણીને મોટો ફાયદો થયો તથા તે સભાનાં વ્યાખ્યાનો સાંભળવાનો આશરે ૩૦૦ થી ૪૦૦ સ્ત્રીઓ લાભ લેતી થઈ.

૨ આ સભામાં દેશી સંસાર સુધારાસાથે કુલીન સ્ત્રીઓના શાસ્ત્રોક્ત નીતિ-ધર્મ, તથા પ્રાચીન સતીઓનાં ચરિત્રો અને તેઓની રેહેણી-કરણી, વગેરે વિષયો હું વાંચતો હતો. આ વાંચન સાંભળનારને રસ ઉપજાવવાની સાથે ઉત્તમ જ્ઞાન અને સારી અસર થાય એવાં પુરાણોમાંથી કેટલાંક પતિવ્રતા સ્ત્રીઓનાં આખ્યાન જૂદાં તારવી તેમાં સશાસ્ત્ર વધારો કરી તથા કેટલુંક ટાયલું કાઢી નાંખીને **सतीकथा** એ નામના નાના નાના સ્ત્રીયોપયોગી ગ્રંથો મેં બનાવ્યા છે. એ ગ્રંથો સ્ત્રીપુરૂષોએ ગાવા લાયક જુદા જુદા રાગમાં હોવાથી કુલીન સ્ત્રીઓને વાંચવા સાંભળવા ઘણાજ પ્રીય થઈ પડયા છે.

૩ આવા ઉત્તમ ગ્રંથોને માટે સમજુ દેશી વિદ્વાનોના કેવા ઉત્તમ વિચારો છે? તે જાણવા માટે જગપ્રસિદ્ધ પુરૂષના આપેલા મોટા સરટીફીકેટમાંથી થોડાક શબ્દો નીચે ટાંકુંછું.

"આ નીતિરૂપ આખું આખ્યાન દરેક બાળક, જુવાન અને"
"વૃદ્ધ સ્ત્રીઓએ વાંચવા, ભણવા, બોધ લેવા અને મનન કરવા"
"લાયક હોઇને આણુંવળનારી દરેક દીકરીને દાયજામાં આપવા"
"તથા દરેક કુટુંબમાં રાખવા લાયક છે. તા૦ ૨૧-૩-૮૯,"

**ગોપાલજી સુરભાઈ દેશાઈ,**
આસીસ્ટંટ એજ્યુકેશનલ ઇન્સ્પેકટર, પ્રાંત કાઠીયાવાડ.

૪ આ કથા પુરાણુમાંથી લીધેલી છે. અને પુરાણુમાં લખેલી બધી હકીકત ખરી છે, અતિશયોક્તિઆદિ અલંકારવાળી છે, રોચક છે, ભયાનક છે, કે ખોટી છે? ઇત્યાદિ સવાલના નિર્ણય ઉપર હાલ નહિ આવતાં હું આ કથામાં દરશાવેલા ધર્મ ઉપર સર્વ સજ્જનોનું ધ્યાન ખેંચાય તથા પવિત્ર સતી પદ્માકુમારીના—શીઅળ, નીતિ, પતિવ્રત-ધર્મ, વિવેક, વર્ત્તણુક, ધૈર્ય, ઉદ્યોગ, જંગલમાં મંગળ, સહનશીલતા ઇત્યાદિ—સદ્‌ગુણો મારી દેશી બે'નો અને દીકરીઓનાં પવિત્ર અંતઃકરણોમાં ઉતરે એવું ઇચ્છુંછું. અને એમ થવાથી હું મારા મનની સર્વે ઇચ્છાઓ પૂરી થએલી સમજી ઘણા સંતોષથી પ્રભુનો પાડ માનીશ.

૫ મારી પૈસાસંબંધી હાલત સારી નહિ હોવાથી આ અતિ ઉપયોગી ગ્રંથો માંહેથી એકપણ હું આજસુધી છપાવી શકયો નથી. પણ થોડી મુદ્દત ઉપર કુળદીપક શેઠ દામોદર ઠાકરસી મૂળજી, તથા તેમનાં પતિવ્રતા પત્નિ શેઠાણી નાથીબાઇને ઉપલી કથાઓ મેં સંભળાવી. એ ધર્મીષ્ઠ દંપતિને તે પસંદ પડી. અને એમની સહાયતાથી એ કથામાંની પેહેલી કથારૂપ આ **पद्माख्यान** નામનો ગ્રંથ બહાર પાડવા હું શક્તિમાન થયોછું. અને આશા છે કે સર્વે સદ્‌ગૃહસ્થો, કુલીન માતાઓ, પવિત્ર બે'નો અને રાજારજવાડાઓ આ ગ્રંથને વધાવી લેઇને સારો આશ્રય આપશે. અને જેમ જેમ આશ્રય મળતો જશે, તેમ તેમ બીજા ગ્રંથો બહાર પાડતો જઈશ.

શંકરલાલ જેઠાભાઈ ભટ્ટ,
ગ્રંથ કર્ત્તા.
જામ-ખંભાળીઆ કન્યાશાળાના મેહેતાજી.

## આ પુસ્તકમાં દરેક કડવાંને મથાળે રાગ લખ્યાછે તે સિવાય કેટલાક રાગના નીચે નમુના આપ્યાછે તેપ્રમાણે ગાવા.



૧ કડવું ૨ જું. ૫ મું. ૭ મું. ૯ મું. ૧૧ મું. ૧૮ મું. (છેડેનો, 'રે' અક્ષર કાઢી નાંખીએ તો.) ૨૦ થી ૨૨ સુધી. ૨૪ થી તે ૩૧ સુધી. ૩૩ થી ૩૫ સુધી. ૩૭ મું. ૩૮ મું. ૪૦ થી ૪૭ સુધી, ૫૦ મું. ૫૩ થી ૫૫ સુધી. ૬૨ થી ૭૨ સુધી. આ બધાં કડવાં ત્રિતાલી ચોપાઈના જેવાં છે. માટે તુલસીદાસ કે ગીરધરકૃત રામાયણ તથા નળાખ્યાન અને ઓખાહરણમાં ત્રિતાલી ચોપાઈ આવેછે તેવા રાગમાં ગવાયછે. તેમજ ઓખાહરણ કડવું ૧૫ મું. રાગ કેદારો.—શુકદેવજી વાણી વદે, ઓખા ભરીછે પૂરણ મદે; તથા કડવું ૧૮ મું. રાગ વેરાડી.—આશા ભંગ થઈ ભામિની, રૂવે સ્તુતિ કરે સ્વામીની; તથા કડવું ૨૦ મું. રાગ મારૂ.—ઓખા કહેછે શૂણ સાહેલી, લાવ નાથને વે'લી વે'લી; તથા કડવું ૩૭ મું. રાગ સારંગ.—શંકર આવ્યા છે સંગ્રામે, ધર્યું ચાપ તે સુંદર શ્યામે; તથા કડવું ૪૬ મું. રાગ બીભાસ.—કંસાર જમો જમોરે જમાઈ, તારી રૂડી દીસેછે કમાઈ, આ દરસાવેલા ઓખાહરણના તમામ નમુનાપ્રમાણે ગવાયછે. (મુજે છોડ ચલા બન જારા અથવા પ્રીય મિત્રવિના હો ભાઈ, કોણ મોબત સાચવે આહિં;—એ રાગમાં પણ ગવાયછે.)

૨ ઉપલ્યાં તમામ કડવાં જ્યારે સ્ત્રીઓએ ગાવાં હોય ત્યારે એ દરેક કડવાંની કડીને છેડે (જ્યાં ન હોય ત્યાં) 'રે' અક્ષર વધારીને (શંકર શારદાને શિષ નામું રે, ગરવા ગણપતિ જુવો મુજ સામું રે—એપ્રમાણે) ઈશ્વર વિવાહના રાગમાં ગાવાં. જેમકે પદ્માખ્યાન કડવું બીજું. ચૌદમા મનું ઇંદ્રસાવર્ણી, જેની જન સુખકર હતી કરણી; આમ છે. તેને બદલે=ચૌદમા મનું ઇંદ્રસાવર્ણી રે, જેની જન સુખકર હતી કરણી 'રે' એમ ધોળના રાગમાં ઉપલ્યાં તમામ કડવાં છેડે 'રે' અક્ષર વધારીને ગાવાં.

૩ કડવું ૧ લું તથા સોળમું. એ ઓખાહરણ, નળાખ્યાન, તથા ગીરધરકૃત રામાયણમાં જે ઢાળ ગવાયછે, તે ઢાળપ્રમાણે ગાવાં. કોઈ કોઈ વાર ઇંદ્રસભા (રાજા હું મેં કોમકા ઓર, ઇંદર મેરા નામ. એ રાહ)માં પણ ગવાયછે. ઓખાહરણ કડવું ૧ લું. રાગ રામગ્રીનો ઢાળ–પાને તે લખ્યા જાય નહિ, શ્રીગણેશના ગુણગ્રામ; તથા નળાખ્યાન કડવું ૧૬ મું. રાગ ગોડી. હંસ વળાવીને વળી વિનતા, જ્યાં પોતાનું ધામ; કડવું ૨૨ મું. રાગ રામગ્રી. ઢાળ–નિંદ્રા ક્રીધી નળતણી છે, વિજોગ વહિ પ્રથમ; વગેરે કડવાંની દરસાવેલી કડીઓપ્રમાણે ગાવાં. અથવા ઈશ્વર વિવાહ (વિવાહ વિગતે વર્ણવું, મારી માતીજી કરોને મયાય–એ રાહ)માં ગાવાં.

૪ કડવું ૩ જું. તથા ૫૬ થી ૬૦ સુધી નાં બધાં કડવાં સવાયા એકત્રીસાની ચાલમાં ગવાયછે તે સીવાય કૌંસમાં બતાવેલી લાવણી તથા બીજા અનેક રાગમાં ગવાયછે (નેનનસે તરવાર જડી, તેરી પલકનસે ચકમાક ઝરી; (૨) ચાલો જઇએ દર્શન કરવા, ડાકોરમાં ઠાકોર બીરાજે છે; (૩) ઝેર ગયાં ને વેર ગયાં, વળી કાળા કેર ગયા કરનાર.) ઇત્યાદિ રાગમાં ગવાયછે.

૫ કડવું ૪ થું, ૧૯ મું તથા ૫૧ મું. આ ત્રણ કડવાં સીતાજીની બારમાસી (સખી આવીલો કારતકમાસ કે કંથ સીધાવીઆ–એ રાહ)માં ગાવાં.

૬ કડવું ૬ ઠું, ૧૦ મું તથા ૨૩ મું. આ કડવા કલમ ૩ જીમાં દેખાડેલા ઢાળ, ઈશ્વર વિવાહ તથા ઇંદ્રસભાના રાગમાં ગવાયછે, પણ કયાંક કયાંક અક્ષરને લંબાવવો કે ટુંકાવવો પડેછે. તે સીવાય "અચાનક આ શો કોપ કર્યો કીરતાર." એ રાહમાં ગવાયછે.

૭ કડવું ૮ મું. પદ–કબ સમરોગે રામ, અબતુમ કબ સમરોગે રામ. તથા નમન કરૂં માતુ, કૃપાળુ અંબે નમન કરૂં માતુ. વગેરે પદપ્રમાણે ગવાયછે.

૮ કડવું ૧૨ મું તથા ૪૯ મું. મારા સ્વામી મારા થકી છોટા, કહો સખી કયારે થશે મોટા; તથા કહો કેસરબા છોરે પુત્રી સુખી, ગયાં દીલ્લીમાં ને વિસારી મૂકી; તથા નકર કસ્દ અય દેવ બેદાદકા, પકડ હાથ ઉસ આદમી જાદકા; વગેરે રાગમાં ગવાયછે.

૯ કડવું ૧૩ મું તથા ૧૭ મું. રાગ બેલાબલ–ભૂલ્યો મન ભમરા તું ક્યાં ભમ્યો, (૨) રાગ વેરાડી–એક સમે ચાંડાલિની, ઉભી રાજદ્વાર, (૩) રાગ રામકલી–કન્યાએ ક્રોધ ચડાવીઓ, હાકર્યો પરધાન, (૪) રાગ રામગ્રી–વૈદરભી વનમાં વલવલે, અંધારી રાત, વગેરે રાગની કડીઓપ્રમાણે ગવાયછે.

૧૦ કડવું ૩૬ મું તથા ૩૯ મું. "હે પિતા પ્રધાન પવિત્ર, હકીકત મારી રે." (૨) "ઇતિહાસની આરસી સાહી, મેં જોયું માંહી રે." (૩) નળાખ્યાન કડવું ૨૬ મું, રાગ મારૂ "વાગી વાગી સ્વયંવરની હાક, ઓ નળ આવ્યો રે." (૪) સખી પડવે તે પડીઆ પથ, નાથજી નાવ્યા રે; એવા કઠણ થયા નંદલાલ સંદેશા ન કાવ્યા રે. ઇત્યાદિ રાગમાં ગવાયછે.

૧૧ કડવું ૫૨ મું. બેરો બાઈ બૂડતો તારો, અંબે આઈ પાર ઉતારો. એ રાહમાં ગવાયછે.

રાં૦ જે૦ ગ્રંથકર્ત્તા.

# અનુક્રમણિકા.

પૃષ્ઠ.

પૃષ્ઠ.

પૃષ્ઠ.

॥ श्रीगणेशाय नमः ॥ श्री गोपीजनवल्लभाय नमः ॥

# पद्माख्यान.

## મંગળાચરણ.

॥ રાગ ઈશ્વરવિવાહનો.* ॥

વંદુ દુંદાળ દેવ ગણેશ રે, જેને નામે સુર ને નરેશ રે;
વિઘ્ન નાયક વિઘ્ન નિવારો રે, ગ્રંથ પૂર્ણ કરાવશો મારો રે. ૧
સમરૂં ભગવતી ભારતી માય રે, વસો જિવ્હાએ તો સિદ્ધિ થાય રે;
મુનિ વાલ્મિક વસિષ્ઠ વ્યાસરે, આદિ કવિઓ તાર્યા ગણી દાસ રે. ૨
મને દાસ તમારો જાણી રે, કરજો મદદ આપી શુભ વાણી રે;
સાચા સદ્‌ગુરૂને શિષ નામું રે, જુવો દયાર્દ્ર દૃષ્ટિથી સામું રે. ૩
ઈષ્ટદેવ કરૂણા કીજે રે, મને સરળ સુબુદ્ધિ દીજે રે;
મારી પૂરશો સૌ શુભ આશ રે, ધારૂં કરવા વાણીનો વિલાસ રે. ૪
મતિ મુજમાં નથી રતી એક રે, પોતાનો ગણી રાખશો ટેક રે;
ભક્તવત્સલ હે ભગવાન રે, મુજમાં નથી એવડું જ્ઞાન રે. ૫
કરવા ધારૂંછું પદ્માખ્યાન રે, વ્હાર કરશો રાખી અભિમાન રે;
બ્રહ્મવૈવર્ત્ત પુરાણમાંય રે, કૃષ્ણજન્મખંડ જે કેવાય રે. ૬
તેમાં એકતાલીશમે અધ્યાય રે, રાધાકૃષ્ણસંવાદ ગવાય રે;
તેમાં સશાસ્ત્ર યુક્તિઓ યોજી રે, કરૂં વિસ્તાર સર્વે સુણોજી રે. ૭
ગણ માત્રા ને રસાલંકાર રે, નથી જાણતો પદ્યપ્રકાર રે;
માગું કવિઓ કને કર જોડ રે, માફ કરશો હોએ ખામી ખોડ રે. ૮
હું છું સર્વે સુજનનો દાસ રે, નમું શંકર કર જોડી ખાસ રે;
જાણી શિષ્ય નભાવી લેશો રે, ગણી બાળને દોષ ન દેશો રે. ૯

### વલણ.

દોષ દેશો નહીં બાળ જાણી, નિભાવશો મોટપ ધરી;
શંકર કેવા માત્ર છે, સાચો કર્ત્તા શ્રી હરી.

---

* છેડેનો 'રે' અક્ષર કાઢી નાંખીએ તો ત્રિતાલી ચોપાઈમાં ગવાયછે.

# કડવું ૧ લું.

## કથાની ઉત્પત્તિ.

**ઢાલ.**—(દુધે તે ભરી રે તળાવડી, મોતીડે બાંધી પાળ; એ રાગ)

ગોલોકમાં મહાકૃષ્ણને પૂછે, સતી, રાધા જોડીને પાણ;
સતી કથા કહો શામળા, જેથી થાય કુશળ કલ્યાણ. ૧
ચૌદ ભુવનમાં નારીનો ઈશ્વર, પતિવિના નથી કોય;
શાસ્ત્રદ્વારે એમ શુણી, મોટું આશ્ચર્ય મુજને હોય. ૨
વળી હિમાચળ ભક્ત થઈ, નિજપુત્રીને શિવ સાથે કેમ;
વરાવવામાં વિલંબ કરતા, કરે અજ્ઞાની નર જેમ. ૩
પછી વસિષ્ટ મુની કેમ આવ્યા, શું સમજાવ્યો સાર;
પશ્ચાચરિત્ર કેમ વરણવ્યું, એ કથાનો કહો વિસ્તાર. ૪
સતીકથામૃત પીતાં મુજને, થાય નતૃપ્તી લેશ;
નવાં નવાં સતીચરિત્ર સાંભળી, તૃષ્ણા વધેછે વિશેષ. ૫
કૃષ્ણ કહે ધન્ય ધન્ય રાધા સતી, મતિ સતીકથા માંય,
અતિ તમારી જોઈ મને, હર્ષ ઉપજે હૈડા માંય. ૬
એક ચિત્તે સુણો રાધા સતી, હિમાચળ મોટો નગરાજ;[1]
સ્મશાનવાસી વૃદ્ધ શંકરને, પુત્રી દેતાં પામ્યો લાજ. ૭
ઘર નહીં ગામ ઠામ નહીં, નહીં સુવા બેઠાનું સ્થાન;
સર્વગામી[2] તપધારી દિગંબર,[3] સંસારનું ન જેને ભાન. ૮
વીતરાગી[4] મોટા ત્યાગી અને વળી, ભોરીંગ ભૂષણ જેહ;
ભસ્મસ્નાયી[5] ભૂતપ્રેતના સંગી, ભંગી કદ્રૂપ જેની દેહ. ૯
ઇત્યાદિ ખોડ ખાંપણે થકી ભર્યા, શિવને શું પુત્રી અનૂપ;
દેખી પાખી લેઈ મશાલ કરમાં, નહીં પડું ઉંડે કૂપ. ૧૦
ચૌદ વિદ્યા ને ચોસઠ કળામાં, પ્રવિણ પુત્રી સુજાણ;
કહે હિમાચળ એહનો શી વિધ, શિવને સોંપું પાણ.[6] ૧૧
શિવનાં અનેક માગાં પાછાં વાળ્યાં, હઠી બેઠાં નરનાર;
કોટીધા કન્યા ન આપવી, કર્યો મનથી એવો નિરધાર. ૧૨

---

૧ પર્વતનો રાજા-હિમાલય. ૨ બધી જગોએ ફરનાર. ૩ વસ્ત્રવગરના. ૪ પ્રીતિવગરના. ૫ રાખમાં નહાનારા. ૬ હાથ.

શિવશક્તિ ભેળાં થાય ન જ્યાંસુધી, સૃષ્ટી સકળ અકળાય;
બ્રહ્મા વિષ્ણુ આદિ દેવ સહુને, ચિંતા બહુ બહુ થાય. ૧૩
ઋષિ મુની ને દેવ સહુને, તારકાસુરનો[1] ત્રાસ;
શંકરસુતવિના નાશ ન પામે, એથી રહે સૌ ઉદાસ. ૧૪
પછી સહુ દેવે ભેળા મળી, ઋષિ વસિષ્ઠને દેઈ માન;
અરૂંધતી સાથે સમજાવી, મૂક્યા, હિમગિરિસંસ્થાન[2]. ૧૫
સભા ભરીને બેઠો હિમાચળ, પોંચ્યા ઋષિજી ત્યાંય;
અરૂંધતી પણ અવાસમાં, ગયાં, હતી મેનાવંતી જ્યાંય. ૧૬
માન દેઇ પધરાવ્યાં બંનેને, બંને એ જાણી ધર્મ;
વિધિ પ્રમાણે પૂજા કરી, જે ખરાં ક્ષત્રીનાં કર્મ. ૧૭
અરૂંધતી અને વસિષ્ઠમુનિએ, પુછી કુશળ સમાચાર;
પછી પોતાનું આવવા કારણ, સુણાવ્યું કરી વિસ્તાર. ૧૮
મેના હિમાચળમાને નહીં, જુદાં જુદાં સમજાવે તોય;
વિવિધ વાક્ચાતુરી[3] વૃથા ગઈ, નાની ન હા ભણે કોય. ૧૯
સામ દામ ને ભેદ ઉપાય રૂડાં, દૃષ્ટાંત આપી અનેક;
વિનવ્યાં બહુ બહુ રાજા રાણી, પણ કોએ ન છોડ્યો ટેક. ૨૦
પછી વસિષ્ઠ બોલ્યા પડકારી, સુણ રે હિમાચળ રાય;
પૂર્વ જન્મે જે જેનો પતિ, તેજ અવર જન્મે થાય. ૨૧
પાર્વતી પૂર્વ જન્મે દક્ષની પુત્રી, સતી શિવ ઘેર નાર;
પિતાના યજ્ઞમાં પ્રાણ ત્યાગો, પતિનિંદા ન સંખાતાં ત્યાર. ૨૨
એજ શક્તિ મેનાઉદર પ્રગટ્યાં, માનો ખરૂં મહિપાળ;
કોટી ઉપાયે રેશે નહીં, વરશે શિવને કરો વેવિશાળ. ૨૩
હઠ કરીને દેશો નહીં તો, શંકર કરીને ક્રોધ;
તેંત્રીશ કોટી ચડાવશે, ઇંદ્ર આદિ મોટા મોટા જોધ. ૨૪
રાજનગર તારૂં રોળશે ને, હણશે સુત પરીવાર,
સર્વે સહાયક મારશે ને, લૂંટશે રત્ન ભંડાર. ૨૫

---

૧ એ નામનો એક બળવાન્ અસુર હતો કે જેણે ઉગ્ર તપ કરી "મહાદેવજીના પુત્રવિના કોઇથી નહી મરૂં" એવું વરદાન મેળવ્યું હતું. ૨ હિમાચળનું રાજ્ય. ૩ બોલવાની ચતુરાઈ.

હરણ કરશે પાર્વતીનું, મરણ તારૂં જાણ;
નામ નીશાન ન રેશે તારૂં, પર્વત સત્ય પ્રમાણ. ૨૬
માન મારૂં કહ્યું માન મૂકી આપ, પાર્વતી શિવજીને સદ્ય[1];
જાણ થઈ અજાણ થશો તો, વિપરીત[2] દેખશો અદ્ય[3]. ૨૭
એક ઇંદ્રે કોપી સર્વે પર્વતની, પાંખો તોડી તત્કાળ*;
એક પવને કોપી શૃંગ[4] ઉરાડયાં, જરા તો તેનો કર ખ્યાલ*. ૨૮
એકેક સાથે લડી શકયો ન તો, શી રીતે કોટી તેંતરીશ;
ગદા ધનુષ્ય લેઈ સામા થશે, ત્યારે કેટલી પળ તું ઠરીશ; ૨૯
આપ પુત્રી આપ પુત્રી હઠીલા, માન મારૂં પર્વતેશ;
નહીં તો વિપરીત દેખશો, ને પામશો બહુ બહુ કલેશ. ૩૦
તદપિ માને નહિ હિમાચળ, વદે વસિષ્ઠ વચન;
ઇતિહાસ અનરણ્યનો, જે કરે પાપીને પાવંન. ૩૧
પૂર્વે મનુવંશ દીપક રાજા, અનરણ્ય મહાશૂર;
સપ્તદ્વિપનો રાજીઓ, અનમી ને જ્ઞાની દાની પૂર. ૩૨
તેણે પુત્રી વૃદ્ધ ઋષિને આપી, સાચવી સંપત સર્વ;
શાપથી મુક્ત કર્યાં કુટુંબી સ્નેહી, છોડયો સહુ મનગર્વ. ૩૩
તેમ પુત્રી આપી શિવને રાખો, સ્વજન ધનકુળ ક્ષેમ;
એકને ત્યાગે અનેક બચે તો, બચાવવાં ધર્મ એમ. ૩૪
વસિષ્ઠમુખથી વાત શુણી પૂછે, એમ હિમાચળ રાય;
કોણ અનરણ્ય રાજા હતો, કોણ બ્રાહ્મણે લીધી કન્યાય. ૩૫
શાપનું કારણ શું હતું, કેમ, કાઢયો કન્યાએ કાળ;
અથ ઇતિ ઇતિહાસ પુરાતન, કહો ઋષિજી કૃપાળ. ૩૬

## વલણ.

વચન શુણી શૈલેંદ્રનાં, વસિષ્ઠ વદે મુખવાણ રે;
શંકરમુખથી શું કહે, કહનહાર ભગવાન રે.

---

• ૧ ઝટપટ. ૨ અવળું. ૩ હમણાં. * પુરાણમાં એવું લખેલું છે કે "પૃથ્વી ઉપરના તમામ પર્વતોને પક્ષીની માફક પાંખો હતી. તે પાંખો દેવતાના રાજા ઇંદ્રે યુદ્ધમાં તોડી નાંખી હતી. તેમજ પવન નામના દેવે સર્વ પર્વતોનાં શિખરો ઉરાડી નાંખ્યાં હતાં. ૪ શિખર.

## કડવું ૨ જું.

### મહાત્મા વસિષ્ટ મુનિ હિમાલયની આગળ અનરણ્ય રાજાનો ઇતિહાસ તથા તેની દીકરી પદ્માકુમારીનો વિદ્યાભ્યાસ વગેરે વર્ણવેછે.

રાગ–મારૂ–ચાલ ત્રિતાલી ચોપાઈની.*

ચૌદમા મનુ ઇંદ્રસાવર્ણી, જેની જનસુખકર હતી કરણી;
સર્વે મનુઓમાં મોટો મનાયો, વેદશાસ્ત્રે પુરાણે ગવાયો. ૧
હરિભક્ત સુધાર્મિક પૂરો, ઇંદ્રીજીત સત્યવાદી શૂરો;
પાળી યુગ એકોતેર સુધી, પ્રજા ધર્મે રાખી શુદ્ધ બુદ્ધિ. ૨
પછી રાજ્ય સુચંદ્રને દીધું, તપ કરવા ગંગાવન લીધું;
થઈ સુચંદ્રથી સપ્તદશ, પેઢી તેણે ધરા કીધી વશ. ૩
છેલ્લો રાજા થયો તપધારી, મંગળારણ્ય શુભ અવિકારી;
વિદ્વાન ભલો ખરો જ્ઞાની, સુવિવેકી ટેકી અને દાની. ૪
તેની નારી સુશીલા સુમતી, સેવે મનવચકર્મથી પતિ;
નર નારી બે પવિત્ર અતિ, બંનેની દયાધર્મમાં મતિ. ૫
તેને પેટ ન પડીયું સંતાન, ઘણાં ઘણાં કરે નિત્ય દાન;
ગયાશ્રાદ્ધ સાર્યું સારી રીતે, તીર્થાટન કર્યું પૂરણ પ્રીતે. ૬
દેવ દેવીની માનતા કરી, બાધા આખડી પણ બહુ ધરી;
ઔષધોપચાર ઘણા ઘણા, કર્યા વૈદ્યોના તેમાં ન મણા. ૭
તદપિ સાંપડ્યું ન સંતાન, જવા માંડી જુવાની નિદાન;
ત્યારે રાણી ચિંતામાં ઘેરાણી, પુત્રવિના મતિ અમુઝાણી. ૮
વડીલોની કરેલ કમાણી, વાંસે ભોગવશે કોણ પ્રાણી;
એક દિવસ આવી પતિપાસ, બોલવા માંડ્યું થૈને ઉદાસ. ૯
રાજ પુત્રવિના આ અવાસ, દેખતાં ઉપજે મને ત્રાસ;
પુત્રવિના વૈભવ સહુ ખારો, રંગરાગ ખોરાક ન પ્યારો. ૧૦

---

* હરેક ચરણને છેડે, (રે) અક્ષર ઉમેરવાથી ઈશ્વરવિવાહના કે ધોળના રાગમાં ગવાશે. જેમ કે=ચૌદમા મનુ ઇંદ્રસાવર્ણી રે, જેની જનસુખકર હતી કરણી રે; આવી રીતે જે કડવાંમાં ચોપાઈનો રાગ લખ્યો હોય ત્યાં છેડે રે, ઉમેરવાથી ઈશ્વરવિવાહમાં ગવાશે.

ધન ધામ ધરા ને ઉદ્યાન, પુત્રવિના છે દુઃખ નિદાન
પુત્રવિના ન સદ્દગતિ હોય, પુત્રવિના ઘરડાં કેક રોય. ૧૧
માટે ચાલો જૈએ તપ કરવા, બીજા ઉપાય સૌ પરહરવા;
આરાધીએ પ્રભુ અવિનાશ, ભક્તવત્સલ પૂરશે આશ. ૧૨
વાત ગમી રાજાજીને એહ, ચાલી નિકળ્યા ગંગાતટે તેહ;
રાજ સોંપ્યું પ્રધાનને સર્વ, રાજારાણી ગયાં તજી ગર્વ. ૧૩
રાજાએ ઉગ્ર તપ આદર્યું, રાણીએ સેવામાં ચિત્ત ધર્યું;
ઘણા માસે થયા વિષ્ણુ પ્રસન્ન, મનાવ્યાં રાજા રાણીનાં મંન. ૧૪
પુત્ર પ્રગટ્યો પ્રભુને પ્રતાપે, અનરણ્ય તેજસ્વી અમાપે;
રાજવિદ્યા શીખવી સકળ, ધનુર્વિદ્યાથી વધાર્યું બળ. ૧૫
થયો ભક્ત જિતેંદ્રિય પૂરો, સત્યવાદી સજ્જન દાતા શૂરો;
એવો પુત્ર જોઈ નરનારી, મનમાં એક વાત વિચારી. ૧૬
આને રાજ્ય સોંપી જઇએ વનમાં, તપ કરીએ પ્રભુધારી તનમાં;
આ લોકે ખૂબ ખાધું ને પીધું, ખૂબ ભોગવ્યું સુખ મસ લીધું. ૧૭
વરા કર્યાં ને ખૂબ વાવર્યાં, વિવાહાદિક શુભ કાજ કર્યાં;
લીધા લાવને વૈભવ માણ્યાં, ભૂલોકે સુજનોએ વખાણ્યાં. ૧૮
હવે પરલોકમાં ચિત્ત ધરીએ, સંસારિક ખટપટ પરહરીએ;
પછી મંગળારણ્ય મહારાજ, અનરણ્યને સોંપીને રાજ. ૧૯
નારી સાત ગયા તપ કરવા, ભવસાગર પાર ઉતરવા;
અનરણ્યે પાળી ધરા ધર્મે, સપ્તદ્વીપપતિ થયો કર્મે. ૨૦
ગુરૂશુક્રની આજ્ઞાથી અઘ, શતયજ્ઞો કર્યા ભાવે સઘ;
એથી પ્રભુએ દેવા માંડયું જેહ, થઈ પ્રસન્ન લીધું ન તેહ. ૨૧
ઇંદ્ર ચંદ્રપણું ન સ્વીકાર્યું, તુચ્છ માની સૂર્યત્વ ધિઃકાર્યું;
માન્યું નશ્વર એહનું સુખ, સ્વર્ગમાં પણ સંભવ્યું દુઃખ. ૨૨
એથી પ્રભુને કરી પ્રણામ, મોકલાવ્યા વિવેકે સ્વધામ;
બધે ધર્મની ફેરવી આણ, જોડયા શુભ કૃત્યમાં નિજ પ્રાણ. ૨૩
લીલામાં જીત્યો ઇંદ્ર સમર્થ, બલી રાજા જીતી સાધ્યો ગર્થ;
જીત્યાં દાનવનાં મોટાં રાજ, કોણ માત્ર માનવીઓનાં કાજ. ૨૪
શત પુત્રો તેને ગુણવંતા, થયા એક પેં એક સોહંતા;
રાજનીતિ રીતિ જાણનારા, યુદ્ધકળામાં સૌ પારાવારા. ૨૫

એક પુત્રી થઈ ગુણવંતી, જાણે રૂપે બીજી દમયંતી;
નામે પદ્મા તે તેજનિધાન, વધવા માંડી ચંદ્રસમાન. ૨૬
જેમ જેમ પુત્રી મોટી થાય, તેમ તેજની વૃદ્ધિ જણાય;
નાનપણથી ભણતર ચડવા ચિત્તે, સોંપી પ્રાજ્ઞ ગુરૂજીને પ્રીતે. ૨૭
ષટ્શાસ્ત્ર અઢાર પુરાણ, શીખી કાવ્ય ગણિત કોષ જાણ;
થઈ સંગીતકળામાં પાસ, ભણી સાહિત્ય વ્યાકરણ ખાસ. ૨૮
છેવટ શીખી ગૃહસ્થીના ધર્મ, શીખી સંસારનાં સહુ કર્મ;
ઘરકામે ઘણી વખણાણી, પાકશાસ્ત્રે પ્રવીણ મનાણી. ૨૯
શીવવે ગુંથવે થઈ સારી, ભર્ત્ત ચિત્રમાં પણ બહુ ભારી;
નારીધર્મે પતિવ્રતાકર્મ, શીખી સંસાર સુખના મર્મ. ૩૦
એમ શીખી ભણતર સહુ પૂરૂં, દેખવામાં ન કાંઈ અધૂરૂં;
આપી ગુરૂને ગુરૂ દક્ષણા, ધનધાન્ય ગરાસ ન મણા. ૩૧
લઈ ગુરૂજીની આશીષ આવ્યાં, પદમાને માતાએ વધાવ્યાં;
પુત્રીની જોઈ પૂર્ણ વિદ્યાય, માતા મનમાં અતિ હરખાય. ૩૨

વલણ.

પદ્મા ભણી ઘેર આવીઆં, ને માતા મન હરખે ઘણું;
કહે શંકર શ્રોતા શુણો, આખ્યાન શ્રી પદ્માતણું.

---

## કડવું ૩ જું.

### પિપ્પલાદ નામના ઋષિએ ગંધર્વનું જોડું, તથા પુષ્પભદ્રા નદીમાં નિર્દોષ રમત ગંમત કરતી બાળાઓમાં પદ્માકુમારીને જોઇને પોતે તેની સાથે લગ્ન કરવાની મરજી કરી.

**છંદ સવૈયા.**—એકત્રીશાની ચાલ. રાગ લાવણી; આશાવરી.

એક સમે તપધારી મુનીવર, પિપ્પલાદ ગંગા નાહી;
નિજ આશ્રમગમ પાછા ફરતાં, દીઠું કંઈ મારગમાંહીં.
તપના સ્થળમાં નિર્જન વનમાં, ભટકંતો ગંધર્વેશ;
જુવતી સંગે પ્રેમ ઉમંગે, રમતો દીઠો ધરી વેશ. ૧
જોબનવંતી અતિ સોહંતી, હરખંતી નારી સંગે,
ક્રીડા કરતો સુખ અનુભવતો, ફરતો દીઠો મસ રંગે;

દેખી વિહ્વળ થયું મુનિનું, મન માન્યું તપને ધિઃક્ છે,
તપ કરતાં સંસારિક સુખડું, અરે જગતમાં સુ અધિક છે. ૨
સંસારીડો લાવ ન લીધો, તે નરને ધિઃકાર હજાર,
બાળક વયથી તપ કરી કરી હું શું સુખીઓ થયો છું આવાર;
પળીયાં આવ્યાં શરીર સુકાવ્યાં, રૂધિર માંસ સહુ ગુમાવ્યાં,
કાયા ખખડી નાડી નબળી, અસ્થિચર્મ આ સુકાવ્યાં. ૩
અરે હાય રે કરૂં હવે શું, કોણ વૃદ્ધને દે કન્યાય,
મોહ પામીને આવે કયાંથી, કદરૂપી દેખી આ કાય;
એમ નિરાશી થતાં ઉદાસી, પિપ્પલાદ આગળ ચાલ્યા,
અરે દૈવ આ જગમાં જન્મી, હાય ભવે સુખ ના માલ્યા,. ૪
એવે પુષ્પભદ્રા નદી તીરે, દીઠાં માનનીનાં વૃંદ,
કોઈ વૃદ્ધા કોઈ જોબનવંતી, કોઈ બાળા છે સ્વચ્છંદ;
ગૌર વર્ણની કોઇ સુંદરી, કો ભીને વાને કાળી,
ગોધુમવર્ણી જાય ન વર્ણી, ધરણી શોભવતી ભાળી. ૫
કો અત્યુત્તમ વસ્ત્રાભૂષણ, ઉતારીને કાંઠે ધરતી,
કોઈ મલકાતી કોઈ છલકાતી, કોઈ હલકાતી મન હરતી;
કોઈ વાળીને કચ્છ થઇને, સ્વચ્છ અચ્છ જળમાં પડતી,
કોઈ બીજીપર દોષ દઈ,-ને રોષ કરી રમતાં લડતી. ૬
કોઈ ફરતી કોઈ તરતી પળમાં, કો ડુબકી જળમાં ખાતી,
કોઈ કેતી છાંટેથી રમીએ, કોઈ ડુબકી દાંને ન્હાતી;
ઉંડા જળમાં અધર રહી કર-કેડ દેઈ કોઈ તરતી,
કોઈ કર રાખી બહાર થઈ, હુશીઆર ઉંડા જળમાં ફરતી. ૭
પોળા કર કરી વાળી પલાંઠી, ચત્તી તરે મનમાંહી ઠરે,
મીન સમી આડા અવળી સી-ધી સરકી મનમોદ ભરે;
મારા હાથમાં શું છે બોલો, બીજી મોદક બોલંતી,
ગોતો કરીને જળમાં નાંખે, પળમાં સૌ મળી ખોળંતી. ૮
કો ચપળા નિજ ચંચળ કરથી, કચ્છ મચ્છ મેડક ઝાલે,
'બીજીને દેખાડે લાડે, બીવાડે રમતાં વા'લે;
કોઈ વાંસે દોડતી સખીની, જળમાં દષ્ટી ચૂકવતી,
કોઈ નાતી કોઈ ધોતી બાળા, કોઈ ધોએલાં સૂકવતી. ૯

કોમળ કરથી કનક ચાંદીનાં, બેડાં કો નદીને તીરે;
લટકાળી લટકાં કરી કરીને, માંજંતી ધીરે ધીરે.
કો નદીનાં જળ નિર્મળ ભરતી, કો અંગે મરદન કરતી;
કોઈ બાળા બીજીના ચાળા, કરી પરસ્પર અનુસરતી. ૧૦
ભાવિક બાળા ભક્તિ થકી, ભૂતેશ પ્રભુ ભાવે ભજતી;
કો નાહી સરવાંગે વસ્ત્રા, ભૂષણ સોહંતાં સજતી.
કોઈ રેતીનાં ઘર કરી રમતી, વાવ કૂવા કોઈ ખણતી;
કોઈ માટી ગારાના પીંડા, મેલી મ્હેલ વડા ચણતી. ૧૧
કોઈ બાળા શુભ શીપ શંખલાં, પાંચીકા કરથી લેતી;
આવો અહીં રમીએ એવિધ, બીજેલી સખીઓને કેતી.
કો સુસ્વરકંઠી ટોળે મળી, ગોરીના ગરબા ગાતી;
કો ફરતી કુદડી ધરતીપર, કટાક્ષ કરીને મલકાતી. ૧૨
એ આદિક બાળાની ક્રીડા, જોઈ ઋષિ ત્યાં લલચાયા;
એક અનુપમ કન્યા દીઠી, વિદ્યુત સમ ચમકી કાયા.
વિવિધ પ્રકારે મહાવૈષ્ણવી, દેવીનું અરચન કરતી;
પ્રેમસહિત લાઘવતાથી, કર, ચંદન પુષ્પ લેઈ ધરતી. ૧૩
કોમળ અંગી અધર[૧] સુરંગી[૨], નયન[૩] કુરંગી[૪] નવરંગી[૫];
જોઈ ઋષિ ત્યાં પડપુછ કરવા, લાગ્યા તેનાં જે સંગી.
કોની કન્યા પરણી કુમારી, નામ તેહનું શું બાઈ,
સત્ય વદો શુભ કરવું એનું, મારે આ વખતે કાંઈ. ૧૪
અનારણ્યની પદ્મા નામે, એ પુત્રી એમ બોલી એક,
હજી બિચારી રહી કુમારી, ઋષિ વિચારી કરો વિવેક;
ચાલી નિકળ્યા ત્યાંથી ઋષિજી, બાળા ગઇ સૌ સૌને ઘેર,
આશ્રમમાં જઇ ઋષિ વિચારે, પ્રભુ એને પરણું કેઇ પેર. ૧૫

**વલણ.**

ઘણા દિવસ એમ વહીગયા, ને, ઋષિ ઘણા અકળાય રે;
શંકરરાજભવનવિષે, એક દિવસ શું થાય રે.



૧ હોઠ. ૨ સારા રંગવાળા. ૩ આંખો. ૪ હરણના જેવી. ૫ નવા રંગવાળી.

## કડવું ૪ થું.

### રાજપુત્રી પદ્માકુમારીનો વિવાહકાળ વીતી જવાથી તેની માતા સુશીલા પુત્રીનાં લગ્ન કરવાવિષે પોતાના પતિ અનરણ્યને વિનવેછે.

રાગ–સીતાજીની બાર માસીનો.

કહે કૃષ્ણ સુણો સતી રાધિકા, પરમ પવિત્ર રે,
ભુક્તિ મુક્તિ દેનારૂં જરૂર, આ પદ્માચરિત્ર રે;
એક સમે અનારણ્ય પત્ની, સ્વામી પાસ આવીને,
કહે ગદગદ કંઠે નગેશ, વિવેક વતાવીને. ૧
અહો નાથ જોડી બેહુ હાથ, કરૂં છું હું વિનતી,
પુત્રી પરણાવ્યાની મારા પ્રાણ, કરો કંઈક રે મતી.
સોળ વર્ષની પુત્રી પ્રવીણ, થઈ શું જાણો નહિ;
વર ખોળ્યાનો વાલા વિચાર, રૂદેમાં આણો કહીં. ૨
પુત્રી પદ્માનો સૈયર સાથ, જાએ સહુ સાસરે;
દેખી તેને શું રે મારા પ્રાણ, થાએ ન ઉદાસ રે.
આણાં વળતી સાસરીયાંમાં ઢળતી, સાહેલીને જોઈને;
રે'તી[1] શું ન હશે મારા કંથ, છાની છાની રોઈને. ૩
એની સૈયર કૈક સુપુત્ર-પોઢાડીને પારણે;
હેતે હરખીને હાલરડાં ગાય, જાયે વળી વારણે.
એવાં સુખડાં દેખી મારા શામ, દીકરડી મુંઝાય રે;
પતિપ્રેમની વિધ વિધ વાત, સુણી અકળાય રે. ૪
આજ રાજ અવાસની હેઠ, વાજિંત્ર મૃદંગ રે;
શુણી જોવા ગયાં ગોખમાંય, ધરીને ઉમંગ રે.
દીઠી સમવયી[2] કોય પવિત્ર, પગલાં ભરતી ધરણીએ;
વાંસે માનની મંગળ ગાય, શોભા શી રે વરણીએ. ૫
શુભ્ર પટપર હળવેથી મલપતી, મેલતી પાય રે;
એવી સીમંતોની જોઈ સર્વ, સુજન હરખાય રે.
"પણ નાથ તમારી કુમારી, દેખી તજી ધીર રે;
ઉંડો મોટો મૂકયો મુખશ્વાસ, આંખે ખેર્યાં નીર રે. ૬

---

૧ રહેતી. ૨ પોતાના જેવડી.

કોઈ વાર ઢોલીડા ધડૂકતા, સાંભળી માળીએ,
એકલાં બેસી થાય ઉદાસ, કેક વેળા ભાળીએ;
કોઈ વાર ઉદાસીમાં મુખ જોઈ, પૂછું હું જરી,
યદવા તદવા ઉત્તર દેઈ જાય, મારાથી અરી પરી. ૭
મારી સમજુ સકળ ગુણ જાણ, જરી જણવે નહિ,
પણ શુષ્ક થતી એની કાય, જણાવે આપે સહી;
માટે જાગો જાગો મારા કંથ, ખોળો ખોળો રે કહીં,
વર સદ્‌ગુણી રૂપ નિધાન, કુલીન જડે જહીં. ૮
શત સુત પર પ્રભુને પ્રતાપ, આવી પુત્રી એક રે,
તેને પરણાવી લ્યો પ્રભુ લાણ, વાવરી વિવેક રે;
સહોદર સ્નેહી સુત વિત્ત આદિ, સાધન અનુકૂળ છે,
તેમાં મંગળ કામ ન થાય, જાણું મોટી ભૂલ છે. ૯
સારાં કામને સો સો વિઘ્ન, માટે કહું ઝટ કરો,
પ્યારી પુત્રીનાં શુભ લગંન, આળસ હવે પરહરો;
એટલું કેતાં રાણીની આંખો, ઘેરાણી જળે કરી,
ભરાણી છાતી તેથી નગેશ, બોલાયું નહીં જરી. ૧૦

**વલણ.**

બોલાયું નહી રાણીથી, કર જોડી ઉભી રહી;
કહે શંકર રાએ પછી, મુખથી વાણી શું કહી.

---

## કડવું ૫ મું.

### પુત્રીને લાયક વર નહિ મળતાં રાજા અનરણ્ય પોતાની દીલગીરી દેખાડેછે.

**રાગ–લાવણી.**

મુજે છોડ ચલા બનજારા. એ રાહ—અથવા, પ્રિય મિત્રવિના હો ભાઈ, કોણ મોબત સાચવે આહીં.—અથવા ચોપાઈ.

શું કરૂં કહો હો પ્યારી, મુંઝાઈ અતિ મતિ મારી. ટેક.
મેં ગુપ્ત મોકલ્યા દૂત, ખોળવા શુદ્ધ ક્ષત્રી સુત;
હોય કુલીન અને આચારી,—શું કરૂં કહો હો પ્યારી. મુંઝાઈ૦ ૧

વળી વિવેકી ને વિદ્વાન, જેનું સત્ય ધરમપર તાન;
હોય યુવા છતાં અવિકારી,—શું કરૂં ક૦—મુંઝાઈ૦ ૨
એવો મળ્યો ન ભૂમાં કોઈ, દશ દિશા ફરી ફરી જોઈ;
જોયા અનેક રાજ અધિકારી,—શું ક૦—મુંઝાઈ૦ ૩
રૂપ ત્યાં ન મળે કુળ ગુણ, કુળ ગુણ ત્યાં રૂપની ઉણ;
જોડ જડી ન પુત્રીની સારી,—શું ક૦—મુંઝાઈ૦ ૪
મૂકી આશ ર્ક્યો જવ દાસ, મારી બુદ્ધિ થઇ ગઈ નાશ;
સૂઝે ન કશું સતી નારી,—શું કરૂં૦—મુંઝાઈ૦ ૫
મુખપદ્મ પુત્રીનું જોઊં, તેમ તેમ દુઃખિત મસ હોઊં;
ન મળે વર ભૂમિપ ભારી,—શું કરૂં૦—મુંઝાઈ૦ ૬
એમ કેતાં નેત્રપૂર પાણી, આવ્યાં નૃપને જોઈ રાણી;
બોલ્યાં મુખથી ધર્મ વિચારી,—શું કરૂં૦—મુંઝાઈ૦

## કડવું ૬ હું.

### પોતાના પતિને રાણી સુશીલા ધીરજ આપતાં સ્વયંવર રચવાની સૂચના કરેછે.

### રાગ-મરાઠી લાવણી.

(અચાનક આ શો કોપ કર્યો કીરતાર-એ રાહ.)

શીદ શોચ કરો મારા, સ્વામી જીવન પ્રાણ,
પ્રાચીન[1] પદ્ધતિ[2] કેમ, ચૂકો ચતુર સુજાણ;
પુત્રીના શીલ ગુણને મળતો, જો ન જડે કદી વર,
પ્રાચિન રાજા કરતા એથી, મોટો સ્વયંવર. ૧
નાનાં મોટાં રાજકુળો, માન આપી નાથ,
નોંતરતા આખી પૃથ્વીનાં, કુંકુમ પત્રી સાથ;
મેદાનમાં મોટો કરી, મંડપ મહેશ,
નીચે ફરતા કોંચ બીછાવી, કરતાં આસન બેશ. ૨
તેમાં પધરાવતા શણ,-ગારેલા ભૂપાળ,
હોય કેક વૃદ્ધા જોબન,-વંતા કેક બાળ;

૧ આગલના વખતમાં. ૨ રીતિ.

યોગ્યાસને બેઠા પછી, કન્યા કર વરમાળ,
લૈને સખીઓ સાથે નિકળે, જોવા વર ભૂપાળ. ૩
મનગમતો શીલ ગુણ રૂપવંતો, જોઈ તપાસી ત્યાંય,
વરમાળા આરોપે કન્યા, સ્વયંવર સ્થળમાંય;
ભલો ભુંડો વર નિવડચે, જોખમ પછી કાંઈ,
વેદશાસ્ત્ર શાખ પૂરે, માતતાતને નાંહી. ૪
પૂર્વે સીતા તારામતી, દમયંત્યાદિ માટ,
યોગ્ય પતિ નહિ મળવાથી, શુભ રચ્યો સ્વયંવર ઠાઠ;
મુક્ત થયા ઋણથી કેક, એમ પુત્રી તાત,
આપણુ પણુ ઋણમુક્ત થૈએ, જો માનો મજ વાત. ૫

વલણ.

સુણી રાણીનાં વચનને, રાજા મન હરખ્યો ઘણું;
કહે શંકર શ્રોતા સુણો, આખ્યાન આ પદ્માતણું.

## કડવું ૭ મું.

### રાજા અનરણ્ય સ્વયંવરમાટે મોટો દરબાર ભરેછે, અને તેમાં જોઇતાં સ્થળ, ચીજો વગેરે તૈયાર કરવા જુદા જુદા મનુષ્યોને જુદી જુદી વરદીઓ આપેછે.

ચોપાઈના દરેક રાગમાં ગવાયછે.*

ધન્ય ધન્ય અહો સતી નાર, સૂચવી સત્ય યુક્તિ તેં સાર;
તારૂં ડાપણુ દીસે અધિક, આહીં આવ્યો એ મેં કીધું ઠીક. ૧
મારા મનની ફિકર સહુ ખસી, તારી વાત મારે દિલવસી;
કરૂં આજ હું સર્વે તૈયારી, જામે જગમાં સુજશ જેમ ભારી. ૨
સેનાપતી ને પછી ભાયાત, જણાવી સ્વયંવર કેરી વાત;
આવ્યા વિપ્રોને ઋષિ આગળથી, તેડાવ્યા સરદારો પાછળથી. ૩.

* દરેક કડીને છેડે (રે) અક્ષર ઉમેરવાથી કડવાં બીજાની માફક ઈશ્વરવિવાહ તથા ધોળ આદિ રાગમાં ગવાયછે.

પછી મનહરખી ઉઠ્યો રાય, રાજકચેરીમાં સદ્ય જાય;
તેડાવ્યા ડાહ્યા મુખ્ય પ્રધાન, શત પુત્રોને પણ આપી માન. ૪
શેઠ શાહુકારો ને વખારી, ભલા ભલા તેડાવ્યા આચારી;
પછી કારીગરો કેરી હાર, સોની સુતારને કુંભકાર. ૫
દરજી કડીયા કંસારા લુહાર, તારકઢા વસન વણનાર;
બીજી રૈયતના આગેવાન, તેડાવ્યા મસ આપીને માન. ૬
જ્યારે ભરચક સભા ભરાઈ, અનરણ્ય ઉઠ્યો હરખાઈ;
પછી પ્રેમે બોલ્યો મુખવાણ, સહુ કારીગરો મારા પ્રાણ. ૭
આજ મારી જે પદ્માકુમારી, તેના સ્વયંવરની તૈયારી;
ઝટપટ કરવા મન ધારી, મેં તેડાવ્યા તમોને વિચારી. ૮
શિલ્પશાસ્ત્રે[1] તમે વખણાઓ, આખી પૃથ્વીમાં શ્રેષ્ઠ મનાઓ;
કાલથી કામ પડશે તમારૂં, રચવું સ્વયંવર સ્થળ સારૂં. ૯
ગામથી ઉત્તરે જે મેદાન, લાંબું પોળું જોજંન પ્રમાણ;
તેમાં રચવો મંડપ અનૂપ, જોઈ થાય ચકિત સહુ ભૂપ. ૧૦
ચિત્રવિચિત્ર કળા કૌશલ્ય, કરો મોઢે માગ્યાં લેઈ મૂલ્ય;
મારો સત્યકીર્ત્તિ જે પ્રધાન, દેખરેખ રાખશે નિદાન. ૧૧
તેના કેવા પ્રમાણેજ કરજો, સારી શોભીતી વસ્તુ વાવરજો.
સ્તંભ બીછાત ચંદની ઠાઠ, હાંડી ઝુંમર કાચના ઘાટ. ૧૨
ફરતા રોપજો પુષ્પના છોડ, જેની સુગંધીમાં નહિ ખોડ;
માંહી કોંચ ખુર્શી મોટા મંચ, પવન પંખાના રાખજો સંચ. ૧૩
ટુંકામાં તમને કહું એટલું, જેમ દેખાય આપણું ભલું;
એવી મંડપરચના આદરજો, બુદ્ધિબળ અખુટ વાવરજો. ૧૪
એમ કારીગરો સમજાવી, બીજી બાજુ ફરી બોલ્યા આવી;
અહો સેનાપતિ સરદારો, રેજો સજ્જ સજી હથીઆરો. ૧૫
બંદોબસ્ત રાખો ખૂબ ખાસો, લોકો લડે ન જોતાં તમાસો;
ઠામ ઠામ ચોકીઓ બેસાડો, લૂચ્ચા લંપટ ને પકડી કા'ડો. ૧૬
શુણો પુત્રો થઈ સાવધાન, કરજો મેમાનનાં સનમાન;
સંભેરા સારી રીતેથી કરજો, બોળે હાથેથી વિત્ત વાવરજો. ૧૭

---

૧ કારિગિરિની વિદ્યા.

રાજા રાણા બ્રાહ્મણ ચારણ ભાટ, ઉતારા કરાવો સર્વે માટ;
પાગરણના કરાવો અંબાર, તેદી આપતાં લાગે ન વાર. ૧૮
રંગમંડપ ફરતાં મેદાન, શુદ્ધ કરાવજો એજ કામ;
મીજમાનોની યોગ્યતા જેવી, સહુ ઉતારે સેવકો દેવી; ૧૯
રાખજો પાંચ પચી પચાશ, સેવા કરવે ન રાખે કચાશ;
ભાઇ વિનવુંછું હું ફરી ફરી, ઓછું લાગવા દેશો ન જરી. ૨૦
જેને ઘટે જેવાં જેવાં માન, તેને દેજો અધિક સનમાન;
દરજી વણકર સોની કંસાર, કરો સજ્જ સહુ હથીયાર. ૨૧
વસ્ત્રાલંકાર વાસણ ઘડો, કામમાં ઝટપટ મંડી પડો;
મહામતિ કહે તેમ કરો, મોટા બાબના ગંજ આદરો. ૨૨
અહો ઝવેરીઓ સોના રત્ન, કાલે લાવજો કરીને જત્ન;
લેવાં ઘટશે તે લેશું જરૂર, દેશું દામ તમોને પ્રચૂર[1]. ૨૩
પ્રજ્ઞાવાન તમોને હું આજ, સોંપું છું દેશાવર કેરૂં કાજ;
ઘાસ ચદી અખૂટ મંગાવો, ગામે ગામ અનાજ વવાવો. ૨૪
હેમદત્ત તમે કરશો એવું, કોયને ન પડે કાંઇ કેવું;
ઘૃત તૈલના અવાડા હોજ, પેહેલાંથી ભરી રાખશો તોજ. ૨૫
તાણ પડશે નહિ તેવે ટાણે, માટે ધન લ્યો આગળથી અટાણે;
ભીમચંદ તમે કરો કામ, દેશાવરથી અનાજ તમામ. ૨૬
મંગાવી કરો ઢગલા મેદાન, સર્વે ધાન્યના પાહાડ સમાન;
ગોળ સાકર ખાંડનું એમ, મંગાવી કરો ઓઘ સુક્ષેમ. ૨૭
મોતીચંદ તેજાના મસાલા, મગાવી કરો મહા મોટા પાલા;
બનમાળી તમોને હું કૌંછું, પૈસા આગળથી આપી દૌંછું. ૨૮
ફળ ફૂલ શાક ભાજી પત્ર, વવરાવી વાડીયો સર્વત્ર;
મોટા જથ્થામાં રાખજો સજ્જ, દેજો સૌને સારાં તાજાં ધજ્જ. ૨૯
રામા મોદી તમોને હું ચીંધું, કરો તૈયાર સામટું સીધું;
તેવે વખતે પડે નહિ તાણ, મોટી મોટી ભરી રાખો ખાણ. ૩૦
હે ગોપાલમધ્યે મોટા રાયા, તમે દ્રવ્ય લેજોજી સવાયાં;
દહીં દૂધ માખણ અને છાશ, દેજો તાજાં ને સામટાં ખાસ. ૩૧
ધૂપ અર્ગજા સુગંધી તેલ, ઉત્તમ અત્તર યંત્રે કરેલ;
ભેળું કરવા માંડો મોટે જથ્થે, હજુરી ને રાજા એમ કથે. ૩

૧ ઘણું.

હવે સાંભળો સર્વ કંદોઈ, તમારે કરવી છે રસોઈ;
ગોળ ખાંડ સાકરના મોદક, મોટા જથ્થામાં કરવા તે તક. ૩૩
જાયફળ એળચી કેસર, ખૂબ વાવરો ઉલ્લટભર;
મોતીચૂર સેવૈયા કણુસાઈ, સાટા જલેબી શાકર પાઈ. ૩૪
મોહનથાળ મેસૂબ ગગંન, ખાતાં મન થાય સૌનાં મગંન;
બીજી મીઠાઈ કરવી અનેક, ભંડારો ભરી રાખવા છેક. ૩૫
વડાં ગાંઠીયા ભજીયાં ને સેવ, તે ટાણે કરવાં રાખી ટેવ;
વિવિધ શાક કઢી દાળ ભાત, કરવી સામગ્રી અનેક જાત. ૩૬
અથાણું મુરબા શરબત, શેની થવા દેવી ન અછત;
થોડામાં સમજી લેજો સર્વ, આવું ફરી નહિ આવે પર્વ. ૩૭
દેશી પરદેશી જે કોઈ જંન, જેવાં જેવાં મોઢે માગે અન્ન;
ભાવે પીરસવાં રાખીને ટેક, જેમ વખણાય વિશ્વવિવેક. ૩૮
ઠરાવો રસોડાં ઠામ ઠામ, વેંચી લેજો પ્રથમ થકી કામ;
લાલ તંબોળી સાંભળો કાન, લક્ષ ઉંટ ભરી લાવો પાન. ૩૯
કેસર કસ્તુરી કાથો સોપારી, વહાણુવાટે મંગાવો પરબારી;
તાજાં તાજાં બીડાં કરી દેજો, ધન આગળથી માગી લેજો. ૪૦
અહો આયુરવેદના[1] જ્ઞાતા,[2] તમે છોજી ધરામાં પંકાતા;
ઝાડો અજીર્ણ ઉધરસ તાવ, આદિ રોગ જો આપે દેખાવ. ૪૧
તેને તુર્ત્તજ દેવા દબાવી, રાખો ઔષધી દિવ્ય બનાવી;
શુણો સાહિત્યશાસ્ત્રી[3] પુરાણી, તમોને મોટી થાશે કમાણી. ૪૨
શાણા ભૂપોને શાસ્ત્ર શુણાવી, અર્થ સાધજો ખૂબ રીઝાવી;
મારા આશ્રિત હે મોટા કવિઓ, કવિતા કરીને શ્રેષ્ઠ નવીઓ. ૪૩
રાજકુળોને આનંદ કરજો, રસાલંકાર ખૂબ વાવરજો;
અહો સંગીતશાસ્ત્રીઓ[4] સર્વ, તમારો હું રાખું મોટો ગર્વ. ૪૪
નૃત્યગાનમાં ધરણીએ કોય, તમારી સમ શ્રેષ્ઠ કો નોય;
તે દેખાડયાનો આવ્યો પ્રસંગ, રેજો તૈયાર રાખી ઉમંગ. ૪૫
ભાંડ ભવૈયા નાટકકાર, તમે પણ સહુ રેજો તૈયાર;
મળે રમુજસહિત જેમ જ્ઞાન, તેમ કરજો રાખી અભિમાન. ૪૬

---

૧ વૈદકના. ૨ જાણનારા. ૩ રસઅલંકારવાળાં શાસ્ત્ર જાણનારા. ૪ નૃત્ય અને ગાયન કળામાં કુશળ.

બુદ્ધિસાગર મુખ્ય પ્રધાન, હવે વાતમાં આપજો ધ્યાન;
મને સંભવ્યો જેનો વિશ્વાસ, કામ સોંપ્યું છે મેં તેને ખાસ. ४७
તેડાવજો સર્વેને સવારે, પૂછજો ભાઈ જોઇએ શું તારે;
સમજુતી દેજો રૂડી રીતે, કાર્ય કરાવજો પૂર્ણ પ્રીતે. ४८
ધન જન જે જોઇએ તે દેજો, મને કેવાનું હોય તે કેજો;
દેખરેખ અધિક રાખજો, ખોડ ખાંપણ સધ ભાખજો. ४९
વળી કુંકુમપત્રી અત્યાર, દેશાવરની કરાવો તૈયાર;
આખી પૃથ્વીમાં કરવી છે જાણ, ખટમાસ પેહેલાં નિરવાણ. ५०
વિપ્ર મોકલો કાલ પ્રભાતે, અથવા ચાલે આજજ રાતે;
એટલું કહી બેઠા રાજાજી, સર્વે સભ્યો થયા રાજી રાજી. ५१

વલણ.

સભા સહુ રાજી થઈ, અનરણ્ય બેઠો સહી;
કહે શંકર શ્રોતા શુણો, પ્રભુગત કો જાણે નહિ.

---

## કડવું ૮ મું.

### હરિની અકળ ગતિવિષે.

**પદ-ભજન**—બીના કોન ગત તેરી.-એ રાહ.

તુજ ગતિ અકલ હરે, ન જાને જન; તુજ ગતિ અકલ હરે,
મનસુબા જન ભલે કરે પણ, આપ ચાહો તે સરે.—ન જાને० १
શ્રેષ્ઠ ચણાવે, મ્હેલ ભલેપણ, વસવાનું ભાગ્ય કરેં.[1]—ન જાને० २
છોરૂ પરણાવી, લાખો વાવરવા, જન ઉલ્હાસ ધરે.—ન જાને० ३
લગ્ન સમે શું, નિપજવાનું; તે કોન જાણે અરે.—ન જાને० ४
પુત્ર જનમતાં, આનંદ ઓછવ; ખુશ ખુશ થૈને કરે.—ન જાને० ५
શું થશે પુત્રનું; કે કેવો થાશે; તે શું જાણે જન રે.—ન જાને० ६
ખેડી વાવી જળ, પાઈ ઉછેર્યાં; મોલ[2] અનુપમ રે.—ન જાને० ७
પાક થયો મસ, પણ ઘેર પૂગતાં; લાખો નડે વિઘ્ન રે.—ન જાને० ८
વાણ ભરી પરદેશ ઉતારી; લાખોનો લાભ હરે.—ન જાને० ९
તેજ વાણો પાછાં, વળતાં નસીબે; કાતો બૂડે ઉગરે.—ન જાને० १०

---

१ હાથે. २ અનાજના છોડ.

દશરથનંદન, ગાદીપતિ થવા; વસ્ત્રાલંકાર ધરે.—ન જાને૰ ૧૧
મૂહુર્ત્ત ટાણે, સ્વાંગ ઉતારી; જંગલમાં વિચરે.—ન જાને૰ ૧૨
ભક્ત સુશંકર, ઝાઝું શું વરણે; દૃષ્ટાંત કોટિક રે.—ન જાને૰ ૧૩
પ્રભુ સહાયક, હોય નિરંતર; તો સહુ અર્થ સરે.—ન જાને૰ ૧૪

વલણ.

પ્રભુ સહાયક હોય તો, સિદ્ધ કાજ સૌ થાયછે;
શંકર શ્રોતા આગળે, સતીતણા ગુણ ગાયછે.

## કડવું ૯ મું.

### ઋષિ પિપ્લાદનું સભામાં આવવું, રાજાનો તે પ્રત્યે પુજ્યભાવ, ઋષિ પદ્માકુમારી પોતાનેમાટે માગેછે, અને રાજા દીલગીર થાયછે વગેરેનું વર્ણન.

ચોપાઈના સર્વે રાગથી ગવાયછે.*

કહે કૃષ્ણ રાધા સતીપાસ, હિમાચળને કહે ઋષિ ખાસ;
એમ કામની વરદી દઈ, રાજા બેઠો સિંહાસને જઈ. ૧
ધન્ય ધન્ય બોલ્યા લોક સહુ, કામ વિચાર્યું ઉત્તમ બહુ;
સ્વયંવરથી વરાવવી કન્યા, દીકરીપર થાય ન અન્યા[1]. ૨
મોટા ધર્મનું કામ વિચાર્યું, જેને વેદ ને શાસ્ત્રે સ્વીકાર્યું;
આપનો સત્ય પાળી હુકંમ, લીધું શિરપર સર્વે જોખંમ. ૩
મન માન્યું કરી દેશું કાજ, રાખો વિશ્વાસ હો મહારાજ;
કશી વાતે ન રેશે કચાશ, ભલે રાખે પ્રધાન તપાસ. ૪
એટલામાં કૌતુક એક થયું, સર્વે સભ્યોનું મન એમાં ગયું;
જૂનો જોગી આવ્યો તપ ધારી, દેખવામાં લાગે અસ્થિ ભારી. ૫
મુખ નાકથી ચૂવેછે લાળ, ગળામાં સસડે કફ જાળ;
આવે ઉધરસના ઘણા ઠણુકા, ટેકે ખડભડે કાષ્ઠના મણુકા. ૬
વાંસે બાંધી લીધી મૃગછાલ, નખ શીખ શીખે વિકરાળ;
ઝોળી લબડે વલ્કલ કેરી કાખ, આખે અંગે ભૂંસી મસ રાખ. ૭

* દરેક કડીને છેડે 'રે' અક્ષર ઉમેરવાથી ઈશ્વરવિવાહ કે ધોળ વગેરે રાગમાં ગવાયછે. ૧ અન્યાય.

કેડે વેલાનું વણેલ નાડું, વીંટયું છાલની લંગોટવાળું;
કટીથી[1] વાંકો વળેલ સાવ, લાગે કાટ ખુણાનો દેખાવ. ૮
અધોવાતના શબ્દ શુણાય, લોકો હર્શો હર્શોને ઉંધા થાય;
ભૂરી જટા ને હાથમાં દંડ, મોટા ડોળા દેખાય પ્રચંડ. ૯
બોકડા જેવી ફગફગે દાઢી, નખે લાંબી લાંબી શિખા કાઢી;
બહાર દેખાય શરીર નાડી, ધોળી ભંમર છે આંખ આડી. ૧૦
ભાલમાં મોટા મોટા છે ગાંઠા, પગ દેખાયછે બહુ રાંટા;
માંસ રૂધિર અંગ ન મળે, ચર્મની કરકોચલી વળે. ૧૧
દંત મુખમાં મળે નહિ એક, ડાચું દેખાય બોખલું છેક;
વૃદ્ધ શરીર વરવો વેશ, તપ કરતાં રહ્યો જીવશેષ. ૧૨
સરવાંગે શોભે જેમ કાળ, દેખતામાં પડે મોટી ફાળ;
વીલું મોઢું ને કર દૈ કપાળે, આંખો તાણી વાનરવત ભાળે. ૧૩
ખાય ઠેસ ઠેકાણે ઠેકાણે, આવ્યો પ્રેત સ્મશાનેથી જાણે;
દેખી સભા સકળ થરથરી, બોલી શકયા ન મુખ થકી જરી. ૧૪
અકસ્માત આવ્યો સભામધ્ય, જઈ ઉભો રાજાની સાંનિધ્ય;
ઉંચા હાથ કરીને આશીષ, તારી રક્ષા કરો જગદીશ. ૧૫
એમ બોલ્યા ઋષિ મહારાજ, તારૂં તપજો જગતપર તાજ;
અનરણ્ય ઉભો થઈ ચરણે, દંડવત્ કર્યાં પડીને ધરણે. ૧૬
સત્ય ભાવ થકી પૂજા કીધી, પુષ્પ ચંદનથી શાસ્ત્ર વિધી;
પછી બોલ્યા મુખે થકી વાણ, ઋષિ દરશનથી થ્યાં કલ્યાણ. ૧૭
ઋષિ દરશન થાય ન વૃથા, જ્ઞાન મળ્યે મળે મુક્તિજથા;
માનું પૂર્વના પુણ્ય પ્રતાપેં, આજ કર્યો કૃતારથ આપેં. ૧૮
અનુગ્રહ કરો મહારાજ, કેમ પધારવું થયું આજ;
મારૂં રાજ ધરા ધન ધામ, માગી લ્યો જો લાગે તમ કામ. ૧૯
પછી બોલ્યા પિપ્પલાદ વાણી, અનરણ્યને મુખથી વખાણી;
ધન્ય ધન્ય રાજા મોટા ધર્મી, મનુવંશમાં થ્યો મહા કર્મી. ૨૦
તારા સમો ન કો રણધીર, તેમ કો ન તુંસમ દાનવીર;
અમે વનચર ને તપધારી, ફળ ફૂલ ને કંદ આહારી. ૨૧
ધન ધાતુને અમે ન અડીએ, ધરા કે રાજ્ય લોભે ન ચડીએ;
નવ જોઇએ હાથી ઘોડા ભેંસ, ન જોઇએ ગાયો કે રજ બેશ. ૨૨

---

૧ કેડથી.

મારે માગવું છે કાંઈ એક, રાજા આપજો કરી વિવેક;
મહાપુણ્યનું કામજ થાય, તારી કીર્ત્તિ જગતમાં ગવાય. ૨૩
પણ વચન પેહેલાં થકી આપ, અનરણ્ય છો પુણ્ય પ્રતાપ;
રાજા બોલ્યા સ્વધર્મ વિચારી, મનમાન્યું માગો તપધારી. ૨૪
ઋષિ તમથી ન કાંઈ વધારે, મારૂં રાજ્ય છે ઋષિ આધારે;
આજ આપુંછું સત્યવચંન, ઋષિ માગીલ્યો જે ચાહો મંન. ૨૫
ઋષિ બોલ્યા ભલા સત્યવાન, તારી પુત્રી પદ્મા ગુણવાન;
તેનું આજ તું દે કન્યાદાન, ભલું કરશે તારૂં ભગવાન. ૨૬
શૂણ્યા ઋષિના બોલજ જેવા, વાગ્યા છાતીમાં કૂવાડા તેવા;
આહા!! આ તે વળગ્યું કયાંથી પાપ, રૂંવે રૂંવે ડસ્યા સો સો સાપ. ૨૭
પડી પેટમાં મોટેરી ફાળ, લાગ્યા ઋષિજી આ ટાણે કાળ;
કંપે થર થર રાજાની કાય, શોકસાગરે લોઢે લેવાય. ૨૮
પાસે હોત ન જો સિંહાસન, થાત તુર્ત્ત ધરાએ પતંન;
હતો શે શુદ્ધ ક્ષત્રી કુમાર, છોડયાં ઋષિ આગળ હથીયાર. ૨૯
રાખી હિંમત ભાખી અરજ, ઋષિ હું છું બ્રાહ્મણપાદરજ;
મારે વિનતી કરવી ઘટે એક, તમારે કરવો ઘટે વિવેક. ૩૦
ઋષિ આપની જાતિ વિચારો, ને મારો વંશ હેડામાં ધારો;
ન્યાય પ્રમાણે ન્યાયજ થશે, ક્ષત્રી પુત્રી શું વગડામાં જશે? ૩૧

વલણ.

ક્ષત્રી પુત્રી શું વનવિષે, ને, જશે વચન એ સાંભળી;
ક્રોધ કર્યો ઋષિએ વડો, રાજા વિનવે વળી વળી.

---

## કડવું ૧૦ મું.

### અનરણ્ય રાજા અત્યંત દીલગીરી સાથે ઋષિ પિપ્પલાદને જુદાં જુદાં દૃષ્ટાંત આપી વિનવે છે કે મારી પદ્મા કોઈ પણ રીતે આપને યોગ્ય નથી માટે બીજું માગો.

રાગ કડવા ૬ ઠ્ઠા પ્રમાણે.

માફ કરો મહાઋષિ, માગો બીજું કાંઈ,
તુચ્છ પ્રાણી તમને શું, થશે સુખદાઈ;

ગરૂડ ચલ્લીનો ઘર, વાસ કેમજ થાય,
હસ્તીથી શૃગાળીનો, સંબંધ કેમ કરાય. ૧
જો કદી ટીટોડીની સાથે, વરે રાજહંસ,
સંતતી તેની નિવડે કેવી, ને શોભે કેમ વંશ;
સિંહસાથે સસળીનો, સંબંધ શું સોહાય,
મહા મગરસાથે મેડકીને,[1] શી રીતે દેવાય. ૨
શેષનાગ સાથે કદી, અળશીં[2] વરાવાય,
કોણ નહિ કેશે એમાં, મોટો રે અન્યાય;
મારી પુત્રી પીળી પાંજર, દુબળી જેની કાય,
ધરણીપર ચાલતાં પળમાં પડી પડી જાય. ૩
શીત વર્ષા ઘામ સહ્યાં, નથી તેની દેહ,
પંકજવત્[3] કરમાઈ જશે, માનો નિઃસંદેહ;
વનનાં કંદ ફૂલ ફળ, લાવશે શું ઠીક,
વનમાં ફરતાં ફડકે ફાટી, પડશે એ છે બીક. ૪
માટે બીજું માગો રૂડા, ઋષિ ભગવાન,
વસન ઘરેણાં કે માગોજી ખાનપાન;
ઘર માગો ગામ માગો, માગો રાજપાટ,
નિરૂપયોગી જીવડો માગો, ઋષિ શાને માટ. ૫
સમાનશીલ ગુણ વય રૂપ સગપણ, પુણ્યરૂપ કેવાય,
ન્યૂનાધિક સગપણથી, સંસારે સુખ કદી ન થાય;
વીતરાગી[4] તપધારી મુનિવર, બ્રહ્મરૂપ છો તાત,
તે કયમ સુખીઆ થાશો, પરણી પામર ક્ષત્રી જાત. ૬
માટે વિનવું કર જોડી, કર-ગરી કરૂણાનિધાન,
મરજીરૂપ માગો બીજું, મનગમતું શુભ દાન;
અનારણ્યનાં વચનો સુણીને, ક્રોધ ચડ્યો ઋષિ અંગ,
બાળી દેશે ક્ષણમાં જાણે, પૃથ્વી કરશે ભંગ. ૭

**વલણ.**

ક્રોધ કરીને કારમો, ને, બોલ્યા ઋષિ મહાભાગ રે;
ડાપણ મૂકને ડાહ્યલા, નૈ તો જઈજ દુનીયાં ત્યાગ રે.

---

૧ દેડકી. ૨ ચોમાસામાં ગારામાં કરમીઆં જેવાં અણશીયાં કે સરપોલીયાં થાયછે તે. ૩ કમળ. ૪ પ્રીતિ વગરના.

# કડવું ૧૧ મું.

## ઋષિએ કરેલા ક્રોધનું વર્ણન, તથા તેણે સભામાં આવનારા સહુ લોકને મુર્ચ્છામાં નાખી દીધા.

ચોપાઈના સર્વે રાગમાં ગવાયછે—જુસ્સાથી ગાવું.*

ડાપણ મેલ અનરણ્ય પાપી, તારે ફરવું લાગે બોલ આપી;
શું ગળચવાં ગળછ મહામૂઢ, તારૂં સમજ્યો બોલ્યું સહુ ગૂઢ. ૧
તને કન્યા દેવી લાગે કડવી, તેથી માંડી છે લડતર લડવી;
મનમાં જાણેછે કન્યા રૂપાળી, મારી કાયા છે કૂબડી કાળી. ૨
મને વૃદ્ધ મરણમુખ માની, કન્યા દેવી નથી અભિમાની;
અરે મનુકુળમાં મોટા નીચ, તેં આપ્યું છે વચન સભાબીચ. ૩
હવે કેમ ફરાશે કુપાત્ર, સાંભળેછે શાણી સભા માત્ર;
સાંભળ્યાં નથી તેં ઋષિબળ, સાત સાગરનું સંધું જળ. ૪
કર્યું ગટ્ટ અગસ્તેં સમસ્ત, ઝલાયો નહિ કોયથી હસ્ત;
સાઠ હજાર સગર સુત, તેનું શું થયું રે મોટા ભૂત. ૫
શૂણ્યા નથી શું તેં વિશ્વામિત્ર, માંડી રચવા સુસૃષ્ટિ વિચિત્ર;
કોટી છપ્પન જાદવ જોધ, તે મૂવાનું મૂળ ઋષિક્રોધ. ૬
એવાં દૃષ્ટાંત પુરાણે ક્રોડ, વાંચી મૂરખ મસ્તક ફોડ;
જેને હતી મદદ મોટી મોટી, ઋષિ આગળ થૈ સહુ ખોટી. ૭
મારાં સાંભળ છેલાં વચંન, પાળવું હોય તો પાળ વચંન;
અથવા શાપનો થઈ પડ ભોગ, ચાલવાનો હવે નથી ઢોંગ. ૮
જો ન આપીશ ઝટ કન્યાદાન, પળમાં કરીશ ખેદાન મેદાન,
બાળી ભસ્મ કરૂં આ સમાજ, વાજમાં કરૂં રાજ તારાજ. ૯
તારા પુત્રોને ક્ષણમાં પ્રજાળું, રાજનગરી સાજ સોતી બાળું;
બાળી ભસ્મ કરૂં સર્વે વિત્ત, તારી સેના સરદારોસહિત. ૧૦
તારા કુટુંબમાં કો ન રે'શે, તને ભૂમીદાગ કોણ દેશે;
એમ બોલી ઋષિ બહુ તાડ્યા, વિકરાળ ડોળા તુર્ત ફાડ્યા. ૧૧

---

* દરેક કડીને છેડે 'રે' અક્ષર ઉમેરવાથી ઈશ્વરવિવાહના ને ધોળ વગેરે રાગમાં ગવાયછે.

તેથી સભા થઈ ભયભીત, હાડ હડબડયાં થઈ દુઃખિત;
તુર્ત સર્વે ઢળી પડયા ધરણે, રાજા પણ પડયો ઋષિને ચરણે. ૧૨

વલણ.

રાજા મૂર્ચ્છા ખાઈ પડયો, ને હાહાકાર હવો ઘણો;
કહે શંકર શ્રોતા શુણો, મહિમા શ્રીપદ્મા તણો.

---

## કડવું ૧૨ મું.

### ઋષિના કોપવડે આખી રાજકચેરી મૂર્ચ્છાવશ થવાથી તથા ઋષિએ દેવા ધારેલા શાપથી આખા શેહેરમાં ઉઠેલો ગભરાટ, સુશીલા રાણીની દશા, અને ભાભીઓ સાથે-પદ્માકુમારીનું રાજકચેરીમાં આવવું.

(મારા સ્વામી મારા થકી છોટા, કહોને એની કયારે થશે મોટા.—એ રાહ.)

રાજા પડયો મૂર્ચ્છામાં[1] સભાસહિત, સુણી થયા ગામના જન ભયભીત;[2]
નાસાનાસ થઈ ચોપાસ અતિ, અકસ્માત્ મુંઝાઈ જનની મતિ. ૧
વાટે ઘાટે હાટે પડયાં બુમરાણ, ભાગો ભાઈ ભાગો ન તો થશે હાણ;
શેરી ગલી ચૌટે કરે કકળાણ, ભાગો ન તો પળમાં જવાના છે પ્રાણ. ૨
ભાગ્યાં વૃદ્ધ બાળક, સ્ત્રીને જુવાન, મૂકી ધનધામ નહિ કોને ભાન;
રડારોળ સર્વ સ્થળે સંભળાય, આહા! કર્યો કેવો ઋષિએ અન્યાય. ૩
પોચી વાત રાજઅવાસમાં જ્યાંય, આનંદમાં દાસીસહિત રાણી જ્યાંય.
કરતી હતી વીવાની[3] વિધવિધ વાત, તેડાવીશું સ્નેહી સંબંધી ને નાત. ૪
સીતા તારા દમયંતીથી પણ સાર, સ્વયંવર શ્રેષ્ઠ કરીશું આ વાર;
માલીશ મંડપમાં હું મનગમી મોજ, કરાવીશું ખેલ નવા નવા રોજ. ૫
સુંદર ગાજાં વાજાં વિવિધ થશે તાન, જમીશું વિવિધ નિત નિત પકવાન;
એવામાં કો દાસીએ કર્યો પુકાર, કરો મોજ શું રે શૂણો ન લગાર. ૬
સભામાં કો જોગીએ કરીઅલ[4] ક્રોધ, ઢળી પડયા રાજાસહિત સહુ જોધ;
ગઈ શુદ્ધ બુદ્ધ ભરે મર્ણશ્વાસ, મળો જઈ હોય મળ્યાની જો આશ. ૭

---

૧. બેભાનમાં પડયું રહેવું તે. ૨ બીકથી ડરેલા. ૩ વિવાહની. ૪ કરેલ.

લગાડો ન વાર ઉઠો બાઈ સદ્ય, ન તો શૂણશો વિપરીત કાંઈ અદ્ય;
ઉઠી તુર્ત આંફળી ફાંફળી નાર, શૂણી દાસીનાં વચનો દુઃખકાર. ૮
કલેજામાં વાગા જાણે વજ્ર ઘાય, થરથર ધ્રુજે ઉઠે ને પડી પડી જાય;
વિકળવત્ દોડી ન ભાન લગાર, આવી સદ્ય રાજસભાની મોઝાર. ૯
દીઠા સહુ શબવત્ સૂતા સરદાર, દીઠો પ્રાણપતિ પડ્યો શુન્યકાર;
ખોળે લેઈ પંપાળવા માંડયું અંગ, ઉઠી ગયો વીવાનો[1] સર્વે ઉમંગ, ૧૦
ઉઠો મારા વીવાતા હર્ષાળુ કંથ, લેવા ધાર્યો આપે શું વિપરીત પંથ;
જાગો મારા નાથ બોલો મારી સાથ, કરવા ધારી શું તમે મુજને અનાથ.૧૧
આવું આપ સાથે લગાડું ન વાર, વદો વરવાણી મુખે સુખકાર;
અરે આ શો કોપ કર્યો કીરતાર, કર્યાં નથી પાપ ધરી અવતાર. ૧૨
મનોરથ મનના રહ્યા મનમાંય, બળે અતિ દાવ આખા તન માંય;
કરૂં હવે કેમ સુજે ન હા હંત, ભળભળ બળે હૈડું અહો મારા કંથ.૧૩
ગઈ દૃષ્ટિ ઋષિ ગમ જોતાં ચોપાસ, કરૂં જાણે અરજ થઇને ઉદાસ;
પણ પામી મૂર્ચ્છા તુરત ભરતી શ્વાસ, ઋષિરૂપ જોઇ મહા પામી ત્રાસ.૧૪
પછી અનરણ્ય પુત્રોની જે નાર, ચાલી ભેળી સૌ મળી સભા મોઝાર;
સાથે હતી પદ્માકુમારી સુજાણ, સહુના ધીબકતા હતા પ્યારા પ્રાણ. ૧૫
જતાં જતાં રસ્તે કરેછે વિચાર, એવો કોણ જોગી આવ્યો રાજદ્વાર;
કર્યો શું હશે રાજાએ અપરાધ,આપણ થયાં દુઃખી શાપ્યું શેહેર બાધ.૧૬
નથી થઇ રાજે અનીતિ લગાર, નથી ધર્મ લોપ્યો રાયેં કોઇ વાર;
નથી અતિથિને દૂભ્યા કોઈ કાળ, પાળે અંધા પંગુ ગરીબ વૃદ્ધ બાળ. ૧૭
નથી પાછો વાળ્યો અર્થીને કોવાર, મોઢે માગ્યું આપી કરે સુખકાર;
ત્યારે કેમ દુખરૂપ દાવની ઝાળ, ઉઠી આવડી પાડે પેટમાં ફાળ. ૧૮
એવામાં ઋષિજીનું કોપ નિદાન, શૂણ્યું દાસી મુખથી કે ચમકીયા[2] કાન;
જોયું સર્વે ભાભીએ પદ્માની તર્ફ, પદ્મા ગભરાટથી બોલી ન હર્ફ. ૧૯
નીચું જોઈ મનમાં કરેછે વિચાર, મારે યોગે પિઅરીઆં થાય ખુવાર;
વાટે પદ્મા શોચ કરે દીલસાથ, મારે હવે શું કરવું દીનનાથ. ૨૦
ઉઠાડું શીવિધ્ર સહુ પીયર સાથ, સુજાડો સુબુદ્ધિ પ્રભુ નામું માથ;
એમ આવ્યાં રાજ કચેરીની માંય, મૂર્ચ્છાવશ પડયા હતા સહુ જ્યાંય.૨૧

---

૧ વિવાહનો. ૨ ચમક્યા.

સૌ સૌના પતિ પાસે ગઈ સહુ નાર, પડ્યા લોટપોટ હતા જેણે ઠાર;
પતિની દશા જોઇ કર્યો પોકાર, પદ્મા ગઈ તાતની પાસ તે વાર. ૨૨
ભયંકાર રાજકચેરી જણાય, કરે સહુ સંતાપથી હાય હાય;
પદ્માની પરીક્ષા જોવા ઋષિરાય, આઘા ખસ્યા જોઇએ હવે શું શું થાય.૨૩
આવ્યું જરા ચૈતન્ય સર્વેને ત્યાંય, પદ્મા આવી માતપિતા પાસ જ્યાંય;
બંનેને નયનથી વહે આંસુ ધાર, નિશાસા મૂકે ઉંડા વારંવાર. ૨૪
પીપળપત્ર સરખી થરથર કંપે કાય, એવું દુઃખ પદ્માથી કેમ સંખાય;
કહે પદ્મા વિનયથી જોડીને હાથ, કરો શીદ શોચ અહો માતતાત. ૨૫

વલણ.

કરો શોચ શીદ આવડો, માતતાત શૂણો વાણુ રે;
કહે શંકર પદ્મા પછી, બોલ્યાં જોડી પાણુ રે.

---

## કડવું ૧૩ મું.

### પોતાનાં માતપિતાનું અનિવાર્ય દુઃખ દેખી ગુણવાન પુત્રી પદ્માકુમારી તેમને ધીરજ દાખવતાં ધર્મયુક્ત વચનથી વિનવીને પિપ્પલાદસાથે પરણવાનો પોતાનો ઠરાવ જણાવેછે.

રાગ બેલાબલ—બાળપણામાં બાળનાં નવ કરવાં લગન.—એ રાહ.

શોચ કરો શીદ આવડો, મારાં માતને તાત;
આપો કન્યાદાન ભાવથી, મારા કર્મની વાત. શોચ કરો૦ ટેક. ૧
કુલ શીલ રૂપ વિત્ત[1] તાતજી, જોઈ વરાવશો જોય;
ટકશે સદા એવું એહનો, આપે જામીન કોય. શોચ૦ ૨
કર્મે[2] સુખી દુઃખી થાયછે, કર્મવશ સહુ લોક;
રંક રાય થાય કર્મથી, કરવો શું હર્ષ શોક. શોચ૦ ૩
પૂર્વ જન્મે જે જેનો પતિ, તે અપર જન્મે થાય;
એ દૈવી ન્યાયને કોણથી, પરાણે ફેરવાય. શોચ૦ ૪.
અગ્નિ ઠરે જળ છો બળે, ધ્રુવજી ચલે જોય;
આપેલ વચન મોટા તણું, કદી ફરે ન તોય. શોચ૦ ૫

---

૧ નાણું. ૨ પ્રારબ્ધ-ભાગ્ય-નસીબ.

વચને બંધાણો બળી જુવો, વચને નળ રામ ધર્મ;
વનવાસ ભોગવ્યો દોહેલો, જેનાં અતિ બળકર્મ. શોચ૦ ૬
સત્યને કારણ તાતજી, હરિશ્ચંદ્ર મહારાજ;
અંત્યજ ઘેર વેચાઇને, કર્યું હલકું કાજ. શોચ૦ ૭
માટે આવ્યો જે આશા કરી, કન્યા માગવા કાજ;
વચને બંધાયા છો તાતજી, આપો આજને આજ. શોચ૦ ૮
એક પુત્રી રાખ્યાથી મરી, સ્નેહી સુત વિત જાય;
પીયર મરે તેથી તો ભલું, એવી પુત્રી તજાય. શોચ૦ ૯
રાજ નીતિ ખરી એહ છે, ઘણા જન સુખી જેમ;
માટે જવા દ્યો મને પિતા, રાખો કુળ વિત્ત ક્ષેમ. શોચ૦ ૧૦
રૂપ કુળ વિત્ત ખુજારાં ઘણાં, અન્યથા લાખે એક;
મારે સેવન નિરધન તણું, કરવું રાખી વિવેક. શોચ૦ ૧૧
પૂર્વે પુત્રી શર્યાતિ તણી, જેનું સુકન્યા નામ;
વૃદ્ધ ચ્યવન મુની સેવીને, પામી પૂરણ કામ. શોચ૦ ૧૨
બીજી સતી ગુરૂ પ્રાજ્ઞથી, શૂણી નર્મદા એક;
પતિ પતીઅલ વૃદ્ધ ક્રોધીને, સેવ્યો રાખી સુટેક. શોચ૦ ૧૩
યુવાવસ્થા મળી નાથને, પામી સુત વિત્ત ધાન્ય;
શુદ્ધ ભાવે પતિ સેવતાં, પામી સ્વર્ગમાં માન્ય. શોચ૦ ૧૪
ભોગવતી પતિ નાગને, સેવી સંસાર સુખ;
પામી પુરાણે શૂણી પિતા, ત્યાગ્યાં ભવજળ દુઃખ. શોચ૦ ૧૫
તેમજ મારે મહામુનિ, સેવવા ભક્તિ સાથ;
શુદ્ધ કર્મ મન વચનથી, ગણી ત્રિભુવનનાથ. શોચ૦ ૧૬
બ્રહ્મા વિષ્ણુ શિવ એહ છે, એ છે રાજાધિરાજ;
પ્રાણ સોંપ્યો પિતા એહને, મેં તો આજને આજ. શોચ૦ ૧૭
રૂપ યૌવન કે વૈભવ જોઈ, ધરે પ્રેમ જે કોય;
આખેર નિવડે ન સાધવી, જ્યારે વિપરીત હોય. શોચ૦ ૧૮
જનક જનેતા ધીરજ ધરો, શાને દિલગીર થાઓ;
હિબકાં ભરો શાને આવડાં, પ્રભુના ગુણ ગાઓ. શોચ૦ ૧૯
હરિએ હેતે કરી મોકલ્યો, શિવરૂપ પિપ્પલાદ;
નાથ માન્યો મેં તો એહને, બીજા નર કર્યા બાદ. શોચ૦ ૨૦

માટે જેવો તેવો એ પતિ, મારે ઈશ્વર રૂપ;
નિર્મ્યો વિધાતાએ ભાળમાં, ભલે હોય કુરૂપ. શોચ૦ ૨૧
પ્રાણી સકળમાં ઉત્તમ ગણી, માનીશ રતિપતિ એહ;
ભાવે ભજીશ પિપ્પલાદને, સત્ય સ્નેહે આ દેહ. શોચ૦ ૨૨
શેષ ચળે તારા પણ ખરે, મૂકે સિંધુ મર્યાદ;
મારી પ્રતિજ્ઞા ફરે નહિ, બાપુ રાખજો યાદ. શોચ૦ ૨૩

વલણ.

મારી પ્રતિજ્ઞા ફરે નહિ, એ વચન શૂણી રાજંન રે;
કહે શંકર ગદગદ ગળે, વદે દુઃખ વચંન રે.

---

## કડવું ૧૪ મું.

### પોતાની પુત્રીની ભયંકર પ્રતિજ્ઞા સાંભળીને અનરણ્ય રાજા ખરા ખેદથી પીડાઇને તેનો ઠરાવ ફેરવવા હેતુવાળાં હિતવચનથી આગ્રહ કરેછે.

જનની જીવો ગોપીચંદની.–એ રાહ.

ભોળી પુત્રી તેં આ શું કીધું, લીધું પણ તેં કઠીણ જી;
પિઅરનાં દુઃખથી ડરી અરે, લાંબા વિચાર વિણ જી. ટેક. ૧
સાહસ કીધું અરે તમે, મતિ મૂઝાણી કેમ જી;
ઉતાવળી થઈ બાપુડી, નહિ વિચાર્યું ક્ષેમ જી. ભોળી૦ ૨
પિઅરને તારતાં રે સુતા, બૂડી તું ઉંડે જળ જી;
તાગ તેનો કેમ આવશે, તારૂં કેટલુંક બળ જી. ભોળી૦ ૩
બાળક બુદ્ધિની બાળિકા, નથી સમજતી સાર જી;
ઢીંગલા ઢીંગલી આ નથી, ખેડવો છે સંસાર જી. ભોળી૦ ૪
પાયસ પૂરી મીષ્ટાન્ન તો, સ્વપ્ને મળશે ન ત્યાંય જી;
શૈયા મખમલની નહિ મળે, કેસર કસ્તુરી કાય જી. ભોળી૦ પં
ફળ ફૂલ કંદ ને પત્રનો, કેવળ કરતાં આહાર જી;
જીવશો કેમ રે વાલી સુતા, ન કર્યો તેનો વિચાર જી. ભોળી૦ ૬

ચરણ દીધો નથી ધરણીએ, કેમ પોઢશો ભોંય જી;
વસ્ત્રાભૂષણ પણ નહિ મળે, દાસી દાસ ન હોય જી. ભોળી૦ ૭
કેશમાં તેલ નહિ મળે, શીરામણમાં ન છાશ જી;
ધંધામાં નિશ દિન ઘોડવું, વીસામાની ન આશ જી. ભોળી૦ ૮
શાં સુખ આશેં તેં પણ ધર્યું, મૂઝાશો પળપળ જી;
રાજનાં સુખડાં સંભારીને, આવશે આંખે જળ જી. ભોળી૦ ૯
આયુષ્ય એવું જાણ્યાવિના, કેમ ઉપજેછે, ભાવ જી;
ત્રાસ પામું હું ઘણો ઘણો, જોઈ ઋષિનો દેખાવ જી. ભોળી૦ ૧૦
ફેરવી બાંધો અરે સુતા, સમજો આ શીખ સાર જી;
જાઓ અહિંથી અવાસમાં, બાળો શીદ ને સંસાર જી. ભોળી૦ ૧૧

વલણ.

બાળો શીદ સંસારને, ને, જાઓ અહિંથી ઘેર રે;
કહે શંકર પદ્મા પછી, ઉત્તર દે શી પેર રે.

---

## કડવું ૧૫ મું.

પોતાનેમાટે શોચ કરતા પોતાના દયાળુ પિતાજીને પદ્માકુમારી સતીધર્મ સંભારી પતિવ્રતાઓને છાજે એવા ઉત્તરો આપતાં પોતાના ઠરાવથી ચળતી નથી. પણ તેજ ઋષિને વરવા બીજી પ્રતિજ્ઞા કરેછે, તથા કન્યાદાન જલદી આ-પવા પિતાજીને આગ્રહ કરેછે.

રાગ ઉપરનો.

મારે માટે મારા તાત જી, કચવાવું ન મન જી;
હોંશે વરી પિપ્પલાદને, અર્પ્યું મેં મારૂં તંન જી. મારે૦ ૧
પિઅરમાટે નથી તાત જી, હું તો સ્નેહે લેવાઇ જી;
પરમ પવિત્ર જાણી વરી, ધર્માચરવા હરખાઇ જી. મારે૦ ૨
વિવિધ ભોજન ગણીશ મનથકી, ખાઈ ફળ ફૂલ કંદ જી;
ત્રણ સાથરે સાસરે જઈ, સૂઈ ગણીશ આનંદ જી. મારે૦ ૩
વસ્ત્ર વલ્કલ જરીનાં ગણું, ઇંગુદી તેલ ફૂલેલ જી;
રૂદ્રાક્ષ મુક્તા માણેક ગણું, શુદ્ધ સોને મઢેલ જી. મારે૦ ૪

મૃત્તિકા ભસ્મ હોંશે કરી, ધરીશ હું મારે અંગ જી;
તેને કેસર કસ્તુરી ગણી, રાખીશ અંગ ઉમંગ જી. મારે૦ ૫
દાસ દાસી ન જોઇએ મને, આપ્યા હરિએ પગ હાથ જી;
ધંધામાં ધોડવું બહુ ગમે, રહી નિજ પતિ સાથ જી. મારે૦ ૬
આજ સુધી રાજસુખનો, લીધો અનુભવ મસ જી;
હવે વનવાસના સુખનો, મારે ચાખવો રસ જી. મારે૦ ૭
ઇંદ્રીથી વરતાતા વિષયને, એક જન કહે એષ્ટ જી;
તેજ વિષયને બીજો કહે, એ તો અતિશય નેષ્ટ જી. મારે૦ ૮
સારી નરસી વસ્તુ લેખવી, એ તો મનનું કારણ જી;
મન કબજે હોય જેહને, નથી તેને અડચણ જી. મારે૦ ૯
સારૂં નરસું ત્યારે કયાં રહ્યું, વિચારો મારા તાત જી;
મરજી મુજબ માનવી ગણે, તેની શું કરવી વાત જી. મારે૦ ૧૦
પતિનું આયુષ્ય વધારવું, એતો સતીઓનો ધર્મ જી;
નિર્ધનમાંથી સધન થવું, એ પણ સતીઓનું કર્મ જી. મારે૦ ૧૧
ઉદ્યોગ ઇશ આરાધના, પતિસેવાની સાથ જી;
જો કરે તો મનકામના, પૂરે સહુ વિશ્વનાથ જી. મારે૦ ૧૨
પૂર્વે પુત્રી અશ્વપતિ તણી, જેનું સાવિત્રી નામ જી;
વિહિત[1] કર્મે વર્ત્તિ સર્વદા, પામી પૂરણ કામ જી. મારે૦ ૧૩
તેમ ભરોસો રાખો પિતા, સેવીશ હું પૂરે ભાવ જી;
પૂર્ણાયુષી થશે જો હશે, સતીધર્મપ્રભાવ જી. મારે૦ ૧૪
પૃથ્વી વાયુ અગ્નિ તેજની, સાક્ષીથી કહું તાત જી;
વરી ચૂકી પિપ્પલાદને, મૂકો સૌ અન્ય વાત જી. મારે૦ ૧૫
કરો તૈયારી આદર થકી, ધરી અંગ ઉમંગ જી;
હરો ઉદાસી સહુ તમે, થાઓ નહિ આશભંગ જી. મારે૦ ૧૬
વાર લગાડો ન તાતજી, ઘડીએ ઘૂંટ ભરાય જી;
ગઈ પળ પાછી આવે નહિ, કરતાં કોટી ઉપાય જી. મારે૦ ૧૭
આપો કન્યાદાન આ પળે, થાપો ગણપતિ આજ જી;
માપો નહિ ઋષિ શક્તિને, રાખો સર્વની લાજ જી. મારે૦ ૧૮

---

૧ શાસ્ત્રમાં કહેલાં કર્મ.

વલણ.

માપો નહિ ઋષિશક્તિને, ને, રાખો લાજ એવું શૂણી;
કહે શંકર શ્રોતાં પછી, અનરણ્ય ઉઠયો ગુણી.

---

## કડવું ૧૬ મું.

### અનરણ્ય પદ્માકુમારીનાં વખાણ કરતાં નાઈલાજ થઈ પિપ્પલાદ ઋષિને કન્યાદાન આપેછે. વરકન્યા માળીઆમાં બેઠાં છે, તે વખતે લોકો પરસ્પર ભાષણ કરેછે તથા ગોત્રજને પ્રણામ.

ઢાળ—હુયે તેં ભરી રે તળાવડી, મોતીડે બાંધી પાળ.—એ રાહ.

ઉઠયો અનારણ્ય ધરણી થકી, ઉઠી સુશીલા પદ્માની માઈ;
ધન્ય સુતા ધન્ય બુદ્ધિ તમારી, ધર્મ ભાખ્યો શુભ આંહિં. ૧
ભલે ભણાવી વિદ્યા તુજને, ભલે દીધું શુભ જ્ઞાન;
મનમાર્યાનું શીખી પુત્રી-એ, સત્સંગનું પરિણામ. ૨
પણ મારૂં મન માને નહિ, ધિક્ મુજને વાર હજાર;
પરણાવી નહિ કુળ ગુણ જોઈ, રે'શે ધોખો જનમનો અપાર. ૩
પછી સમાધાન કર્યું નરેશનું, ગ્રામ્ય ઋષિઓએ ત્યાંય;
બીજા જને પણ સમજાવ્યા, સારી રીતે શું ટુંકામાંય. ૪
ભાવ ધરી ઋષિરાય પધરાવો, લાવો મધુપર્કાદિ સદ્ય;
પદ્માકુમારીને શણગારી લાવો, શુભ ચોઘડીઊં છે અદ્ય. ૫
સભા સકલ એમ સચેત થૈ ને, ગઈ સહુની બીક;
મુખે બોલ્યા કેંક એમ પ્રભુ, જે કરે તે માનવું ઠીક. ૬
શત ભાભી ઉઠી ચાલ્યાં અવાસમાં, પદ્માસોતાં હરખાઈ;
શણગાર ધરીએ ચાલો તમોને, લાડકાં પદ્માબાઈ. ૭
આણીમેરે એક ચંદની ખડી કીધી, પ્રધાને તુર્ત તે વાર;
ઋષિ પધરાવી પુજા કરી, માત તાતે ધરી દીલ પ્યાર. ૮
બીજી ગોઠવણ સર્વે કરી સહુ, ભ્રાતે મળી તતકાળ;
પ્રાજ્ઞ ગુરૂના કહ્યાથી કન્યા, પધરાવ્યાં ત્યાં હાલ હાલ. ૯
વરકન્યા માળીઆમાં પધરાવ્યાં, લોક જોવા મળ્યું ત્યાં સર્વ;
ગીત વાદિત્રના નાદ થયા, ઉતરી ગયો સર્વેનો ગર્વ. ૧૦

કોઇ કહે વર રૂડો ખોળ્યો, કોઈ કહે કર્યો અન્યાય;
કોઇ કહે આવું કરવું નોતું, કોઇ કહે લખત લઈ જાય. ૧૧
કોઈ કહે કોટી ખરચતાં ક્યાંથી, આવો રૂડો મળે વર;
કોઈ કહે વારૂ રાજકુમારીને, મળ્યું મજાનું ઘર. ૧૨
કોઈ કહે પ્રભુગતિ જુવો ક્યાં, ઋષિ અને ક્યાં રાય;
આદર્યું અધવચ રહે અને, ખરૂં ધાર્યું ધણીનું થાય. ૧૩
કોઈ કહે ધન્ય ધન્ય કુંવરીને, બચાવ્યો પીઅર સાથ;
કોઈ કહે મોટી મૂરખ કુંવરી, હાથે વરી વૃદ્ધ નાથ. ૧૪
કોઈ કહે સોને લોહ જડાયું, કોઈ, કહે દૂધમાં ભળ્યું લૂણ;
કો કહે રાહુએ ચંદ્ર ગળ્યો, વર ગૈઢો કહે આને કોણ. ૧૫
કોઈ કહે રાંક હાથે રતન ચડ્યું, સાચવશે કેઈ પેર;
કોઈ કહે આવા જુગવિષે, જુવો થાયછે અકરાકેર. ૧૬
કોઈ ચેડાં કાઢે દાઢે કહે કોઈ, દીસે ખરે ખરો નળ;
કોઈ કન્યાની દયા ખાઈ, વ્હેવરાવે નયનથી જળ. ૧૭
કોઈ કહે મરગાનેણી અરે ક્યાં, ક્યાં મરકટ લોચંન;
સ્વપ્ને જાણ્યું નોતું જે રાજપુત્રી, જાશે જોગીને ભુવન. ૧૮
કોઈ કહે સમ ખાઈ કહુંછું પદ્મા, નીવડશે સતીરત્ન;
તારશે ત્રણે કુળ સેજ સતી, પતિસેવી મોટું કરી યત્ન. ૧૯
એમ વિવિધ વાણી માનવ મનમાં, બોલ્યાં જેને સૂજ્યું જેમ;
આપે કન્યાદાન રાજા ગળગળો થઈ પરાણે કરે પુણ્ય જેમ. ૨૦
મંગળફેરા ચાર ફરાવી લાગ્યા, રાય ઋષિને પાય;
દાસ જાણી બ્રહ્મઋષિ મુને, બોલ્યા-ચાલ્યાની કરજો ક્ષમાય. ૨૧
કાલો ઘેલો હું કાંઈ ન જાણું ઋષિ, રાય તણો મહીમાય;
માફ કરશો કાંઈ હુંથી અજાણતાં, થૈ ગયો હોય અન્યાય. ૨૨
ગાયથી ગરીબ પુત્રી પાળી પોષી, સોપું તમારે હાથ;
ભોળી બિચારી કાંઇ ન જાણે, પાળજો પ્રેમની સાથ. ૨૩
ઋષિ ધર્મ કર્મ ઘરથી ન જાણે, શીખવશો ધરી સ્નેહ;
ચૂક પડે તો બાળ જાણી કરશો, રક્ષા ન દેશો છેહ. ૨૪
પછી વરકન્યાએ ઘરમાં જઈ, કર્યાં ગોત્રજને પરણામ;
ગાય સુમંગળ માનની ગીત, પણ મનમાં મળે નહિ હામ. ૨૫

સાહેલી સોળશે સજ્જ થઈ, આવી પદ્માપાસે ધરી પ્રેમ;
વર જોઈ ગળગળી થઈ, પ્રભુપાસે માગે સહુ ક્ષેમ. ૨૬
પછી પદ્મા રહ્યાં ઘરમાં ગયા, ઋષિરાય મંડપ હતો જ્યાંય;
ઢોલ મૃદંગ નગારાં ગડગડે બહાર, ભેરીના શબ્દ બહુ થાય. ૨૭
પુરોહિત કહે ઝટ કરો વોળા-વ્યાનો વખત વહી જાય;
દૂર ઘણું જવું તેથી ઋષિ, પિપ્પલાદ ઉતાવળા થાય. ૨૮

વલણ.

ઋષિ થાય ઉતાવળા, ને વોળાવો ઝટપટ કહે;
કહે શંકર એ અવસરે, સ્નેહીનાં નયનો વહે.

---

## કડવું ૧૭ મું.

### પદ્માકુમારી સાસરે જવાને સજ્જ થાયછે તે વખતનો દેખાવ.

રાગ બેલાબલ-બાળપણામાં રે બાળનાં, નવ કરવાં લગંન.—એ રાહ.

સજ્જ થઇ શાણી કન્યકા, સાસરે જવા કાજ;
સાદ શૂણી તુર્ત તે ઘડી, પ્રભુ રાખશે લાજ. સજ્જ૦ ટેક. ૧
પાય પડી પેહેલાં માતની, માગી આશીષ ત્યાંય;
હૈએ દાબી માએ તે સમે, ત્યાગતાં કચવાય. સજ્જ૦ ૨
તેને પુત્રી કહે પ્રેમથી, રાખી ધીરજ કાય,
આવડી આઘડી શીદને, અંતરે અકળાય. સજ્જ૦ ૩
શીખ આપો શીખામણ દઈ, સાસરે સર્વ સુખ;
કેમ મળે મને સાંમટાં, ભાંગે ભવજળ દુ:ખ. સજ્જ૦ ૪
નાની થકી મોટી તેં કરી, ભરી બુદ્ધિ તેં સાર;
વિધવિધ લાડ લડાવીઆં, મોટો રાખીને પ્યાર. સજ્જ૦ ૫
પીવા ખાવા રમવા પેરવા, માગતી વિધવિધ ચીજ;
કાયર કરતી હઠે ચડી, જેથી ઉપજે ખીજ. સજ્જ૦ ૬
તદપિ ન ખીજ કરી જરી, લાગતું જે જે યોગ્ય;
તે તે વસ્તુ પૂરી પાડતી, જેથી રહું આરોગ્ય. સજ્જ૦ ૭
તેનો બદલો વાળ્યાનું મને, નથી સામર્થ્ય લેશ;
પ્રાર્થું સદા પરમેશને, દેશે બદલો તે બેશ. સજ્જ૦ ૮

એમ કહી માત ચરણમાં, ફરી નામીને શીષ;
વેલી રજા આપો માવડી, કરશે કલ્યાણ ઈશ. સજ૦ ૯
પણ હેતાળું હૈયું માતનું, ઉભરાઈ ગયું છેક;
બોલી શકાયો ન મુખ થકી, કાંઈ અક્ષર એક. સજ૦ ૧૦
પછી માસી કાકી મામી ને, ભાભી કૈ પાસે જઈ;
રજા માગી સુ વિવેકથી, જાવા મન કર્યું સઈ. સજ૦ ૧૧
સાહેલીઓ પાસે તે પછી, વદે આતુર વેણ;
માફ કરજો બોલ્યું માહરૂં, સૈયરો સુખ દેણ. સજ૦ ૧૨
ભણતાં લખતાં જમતાં રમતાં, ગુંથતાં ભરતાં ભર્ત્ત;
સંભારજો બેની સર્વદા, એવી ચાહુંછું શર્ત્ત. સજ૦ ૧૩
એમ નાનાં મોટાં સર્વની, માગી વિનયે રજાય;
પદ્મા આવ્યાં પછી આગળે, હતો મંડપ જ્યાંય. સજ૦ ૧૪
માત સગાં સખી સ્નેહીઓ, વાંસે વોળાવા જાય;
ગાય મંગળ ગળગળાં થઈ, નેણું જળ ઝળકાય. સજ૦ ૧૫
પીયરના વૈભવસુખ તજી, પદ્મા સાસરે જાય;
તેને કહે, સહુ સાંમટાં, જાઓ માં રહો આંય. સજ૦ ૧૬
પાછાં વળો હૈએ ઢીંગલાં, રમો આપણે અવાસ;
ઢીંગલાં ગયાં રમશું હવે, કરી પતિઘર વાસ. સજ૦ ૧
રહોને લાડી માબાપો તથા, ગુરૂને જગદીશ;
સેવજો શુદ્ધ મને કરી, ભક્તિથી અહોનિશ. સજ૦ ૧૮
એ સેવાનો સમો વહીગયો, હવે સેવીશ એહ;
શુદ્ધ કર્મ મન વચનથી, પ્રાણનાથ આ દેહ. સજ૦ ૧૯
તારો અભ્યાસનો ઓરડો, પુસ્તકો સોતો આજ;
લાગશે શોક જનક સહુ, લખવા ભણવાનો સાજ. સજ૦ ૨૦
મંડપ મ્હેલને આંગણાં, લાગશે ભયંકાર;
તારા વિના અમને કહીં, નહિ વળશે કરાર. સજ૦ ૨૧
નિષ્કપટી મૃદુ મીઠડાં, તારા મુખડાનાં વેણ;
ક્યારે શૂણીશ હવે દીકરી, માતાને સુખ દેણ. સજ૦ ૨૨
ગુહ્ય વાતો કૈશ ક્યાં કને, મન મેલીને બેન;
કોને જોઇને ઠરીશ હું, કેમ પડશે રે ચેન. સજ૦ ૨૩

યાદ રાખી મારી દીકરી, દેવ સેવતાં રોજ;
તીર્થે કરતાં બેન સર્વદા, અમને સંભારજોજ. સ૦જ૦ ૨૪
શ્રી હરિમાં અને કંથમાં, નવ લેખવો ફેર;
એમ કેવું તને નાપડે, જાણે છે શુભ પેર. સ૦જ૦ ૨૫
પતિવ્રત ધર્મ પાળી સદા, તારજો ત્રણે પક્ષ;
એમ કહી માતાએ ભર્યાં, અશ્રુઓ બંને ચક્ષ. સ૦જ૦ ૨૬

**વલણ.**

ત્રણે પક્ષને તારજો, કહી માતા થાય ઉદાસ રે;
કહે શંકર શ્રોતાં શુણો, પાવન આ ઇતિહાસ રે.

---

## કડવું ૧૮ મું.

**પદ્માકુમારીને સાસરે વોળાવે છે, તે જોવાને મેદની મળી છે. તેમાં જુદી જુદી ચરચા થાયછે વિગેરે વર્ણન, તથા પદ્માસહિત સર્વે સ્ત્રીમંડળ કુળદેવના મંદીરમાં જાયછે.**

રાગ ઈશ્વરવિવાહનો*.

કહે કૃષ્ણ શૂણો રાધા સતી રે, નગને કહે અરૂંધતી પતિ રે;
પછી સજ્જ થઈ પદ્મા સતી રે, રથે બેઠા કેરી કરી મતિ રે. ૧
કેસર કુંકુમના થાપા દઈ રે, ચાલ્યાં આગળ પદ્માજી સહી રે;
સ્નેહી સંબંધીને પાય લાગી રે, સર્વે વડીલોની આશીષ માગી રે. ૨
આવ્યાં રથની આગળ કન્યા જેવે રે, આપી આશીષ વિપ્રોએ તેવે રે;
ભુયસી દક્ષિણા મસ દીધી રે, વંધાં શુકન શાસ્ત્રકેરે વિધિ રે. ૩
બેઠાં રથમાં ગુરૂને શિર નામી રે, ત્યાં સવચ્છી આવી ગાય સામી રે;
ધન્ય શુકન કહી ત્યાંથી ચાલ્યાં રે, સીંચ્યું પૈડું ઘણાં દાન આલ્યાં રે. ૪
ત્યાં જોવા મળ્યાં વર્ણ અઢાર રે, શેરી ચૌટે ને કો પડથાર રે;
બારી ગોખ કો અગાશી માંય રે, લોક જોવા જ્યાં ત્યાં ઉભરાય રે. ૫
કોઈ ઝાડે ચડ્યું કોઈ ભીંતે રે, કોઈ છાપરે ચડ્યું સુરીતે રે;
બાળ–વૃદ્ધ–યુવા નાર નર રે, જાન જોવા આવ્યાં છોડી ઘર રે. ૬

---

* છેડેનો 'રે' અક્ષર કાઢી નાંખીએ તો ચોપાઈમાં ગવાય.

ભીડા ભીડ થઈ માર્ગમાંય રે, હૈયે હૈયાં માનવનાં દળાય રે;
ઋષિ દેખીને કો આઘા ખસે રે, વરકન્યા જોઈ કોઈ હસે રે. ૭
કોય દિલમાં અતિ કચવાય રે, કોને નેત્રે આંસુ ધારા જાય રે;
કોઈ પાડે ઋષિજીના ચાળા રે, વધાવે કો મોતી પરવાળા રે. ૮
કો કહે વર ખૂબ રૂપાળો રે, મર્મમાં કો કહે કૃષ્ણ કાળો રે;
કો કહે પૂર્વ જન્મનાં કૃત્ય રે, ન તો શે મળે આ દંપત્ય રે. ૯
કો કે' સંતાડો શીશુ સત્વર રે, મરશે ફડકે ફાટી નરખી વર રે;
ઘરડાં બુઢાં ભણેછે આશીષ રે, આનું સૌભાગ્ય વાધજો ઈશ રે. ૧૦
કોય ફૂલે વધાવે છે ભાવે રે, કોય તાંદુલ શાળે વધાવે રે,
કોય મેલે ખોળામાં શ્રીફળ રે, કો ઓવારણાં લેછે તે પળ રે. ૧૧
કહે પુત્રી પધારજો વેહેલી રે, સારે કામે પિયરીઆંમાં પેહેલી રે;
નરમંડળ આગળ જાય રે, પૂઠે માનુની મંગળ ગાય રે. ૧૨
એમ ગાતે વાતે પુરબહાર રે, આવ્યો રથ કુળદેવને દ્વાર રે;
રજા માગી મંદીરમાં જાય રે, રહ્યા બ્હાર રૂડા ઋષિરાય રે. ૧૩
પદ્મા કરજોડીને લાગ્યાં પાય રે, કરજો કલ્યાણ હે જગરાય રે;
સ્તુતિ કરે ત્યાં પદ્માની માય રે, જેને વિજોગ વેદના થાય રે. ૧૪

**વલણ.**

વિજોગ વેદના જેહને, મનમાં થાય અતિ ઘણી;
કહે શંકર તે માવડી, સ્તુતિ કરેછે પ્રભુ તણી.

---

## કડવું ૧૯ મું.

**રાણી સુશીલા પોતાની પુત્રી પદ્માકુમારીનો વિજોગ ન સહન થતાં તેને સુખ થવા કુળદેવની સ્તુતિ કરેછે અને દીલગીર થાયછે. તેને પદ્માકુમારી ધર્મરૂપ વચનથી ધારણા આપેછે.**

(રાગ સીતાજીના મહિનાનો, સખી આવેલો કારતકમાસ કે કંથ સીધાવીયા—એ રાહ.)

અહો ઈશ છે આશરો મુજને, ખરો એક તાહરો,
આજ કોમળ અંગની બાળ, છેજી પ્રાણ માહરો;
તેને સાસરે કરતાં વીદાય, મુઝાય છે મન ઘણું,
પરવશ કેમ તેથી થવાય, ભીરૂ મન તે તણું. ૧

તેથી ભક્ત વત્સળ ભગવાન, સોપું તારે આશ રે,
કરશો રક્ષા જાણી નિજબાળ, મારી એમાં આશ રે;
મારી કોમળ પ્રેમળ બાળ, થાએ જો ઉદાસ રે,
શુદ્ધ માર્ગ સુજાડી સદાય, રૂદે કરશો વાસ રે. ૨
જોકે સાસરાં હોય સુકોમળ, તદપિ કઠણ વદે,
કાંકે દેશ ધરા ગામ ઠામ, અજાણ્યાં જનો બધે;
ખાવું પીવું સૂવું ફરવું રમવું, બધું પર ઉપરે,
છે ભુખાળવી ભૂખીજ થાય, મગાય કેઈ પેરે. ૩
સ્વપ્ને જોયો નથી વનવાસ, પામું ત્રાસ હું અતિ,
શીખવ્યું નથી વગડાઊ કામ, થાશે એની શી ગતિ;
મારા પડખામાંથી પળ એક, વીલી મેં મૂકી નથી,
આજ કઠણ થઈ રાનમાંય, મૂકુંછું હું જુલમથી. ૪
મારી સોળ વરસની સુજાણ, ભણુતી ગણુતી ગૂંથતી,
રમતી જમતી ને કરતી કલ્લોલ, બંધનમાં પડી અતિ;
વનમાં વાઘ વાનર વરૂ સાપ, રીંછ દેખી ધ્રૂજશે,
બીઆબાન જંગલમાં સ્થાન, જોઈ હીબકી જશે. ૫
એવું જાણી મુઝાણી હું ઈશ, જોડી કર વીનવું,
મારી પુત્રીની લેજો સંભાળ, થાએ જો નવું સવું;
જેમ આજસુધી રોગ દોષ, હરી રાખી હે પ્રભુ,
તેમ નીભાવશો ભાવે ત્યાંય, પ્રણમી માગું હે વિભુ. ૬
વળી નમી નમી માગું મહેશ, મેળવજો પાછી મને,
સાજી સારી શરીરમાં રૂષ્ટ, જાચું છું તારી કને;
એમ કહેતામાં નેત્રેથી નીર, વહ્યાં ચાર ધારમાં,
દેખી સ્નેહીઓ પણ કકળાણુ, કરવા માંડયાં કારમાં. ૭
ત્યારે પદ્મા કહે શિરનામી, આહો મારી માવડી,
શીદ શોચ કરો દીલમાંય, મુંઝાઓ ઘડી ઘડી;
પુત્રી જન્મ થતાં સહુ જાણે જે, એ ધન પરતણું,
મોડું વેલું જવાનું જરૂર, ત્યારે હાથે શું ભણું. ૮
સર્વે નારીના કર્મમાં સાસરી, સરજી છે ઈશ્વરે,
તેમાં લાજ-શોભા સુખ સર્વ, વળી જશ વિસ્તરે;
ચાલી આવી અનાદિથી રીત, ધરમ પણ એ ખરો,
માટે ઠાલો તજી ગભરાટ, જનેતા ધીરજ ધરો. ૯

મને ધીરજ ધર્મ ને આશીષ, આપો હો માવડી,
માત તાત વિજોગની પીડ, થાએ ન કોને વડી;
એવી કોણ કઠણ હશે પુત્રી, પ્રથમ જાતાં સાસરે,
જુદાં પડતાં માયાળુ માબાપ, થાએ ન ઉદાસ રે. ૧૦
મને સેજ સ્વભાવે રોમે રોમે, રડવું આવે અરે,
તેમાં તારૂં દેખી મારી માય, વધારો થાએ ખરે;
દુઃખ પડલામાં પેલડું હોય, સાસરીએ સહુ કહે,
છૂટકો નથી તેં લેખ્યાં દુઃખ, કુલિનને વિના સહે. ૧૧
માટે ધારી ધીરજ મારી માત, આપો શીખ સર્વધા,
પારકાં પોતાનાં કેમ થાય, મળે સુખ શે બધાં;
ધન્ય ધન્ય સુતા બડભાગી, મતિ ધન્ય તાહરી,
શીલ સંતોષે કરી સફળ, કેળવણી તેં માહરી. ૧૨
પણ રેતી નથી મને ધીર, શરીર સૂકાય છે,
મારા ઉદરમાં કાંઈ કાંઈ થાય, કલેજું કપાય છે;
એમ માત પુત્રી સ્નેહી સાથ, વાતે વળતાં શોકમાં,
ત્યારે ઋષિ મંદીરની બહાર, કરંતા શું ચોકમાં. ૧૩

વલણ.

દેવળથી બહાર નીકળે નહિ, ઋષિ ઘણા અકળાય રે,
કહે શંકર શ્રોતાં શુણો, પાવન સતી કથાય રે.

---

## કડવું ૨૦ મું.

**પોતાના આશ્રમ તરફ સીધાવવાને મોડું થઈ જવાથી ઋષિ પિપ્પલાદ ઘણા અકળાય છે, ક્રોધ કરેછે, દેવળમાંથી બહાર આવવાને તથા પોતાની સાથે જલદી ચાલી નિકળવા અનેક મથન કરેછે.**

ચોપાઇના સર્વ રાગમાં ગવાય છે.—જુસ્સાથી ગાવું.*

કહે કૃષ્ણ શુણો રાધા સતી, નગને કહે અરૂંધતિ પતિ;
પિપ્પલાદ કરે મન ક્રોધ, મૂરખોને દેઉં કેટલો બોધ. ૧

---

* દરેક કડીને છેડે 'રે' અક્ષર ઉમેરવાથી ઈશ્વરવિવાહના કે ધોળના રાગમાં ગવાય છે.

આપી કન્યા હવે વગડાં વીણે, સામું જોઈ મને સહુ હીણે;
સહુ રહ્યાં છે મુજપર ખારી, શું કરે નથી બચવાની બારી. ૨
તે નથી જાણતાં શક્તિ મારી, પણ સદ્ય જશે સહુ હારી;
જ્યારે હું થઇશ ક્રોધ વિકારી, ત્યારે ભાગતાં ભોં થશે ભારી. ૩
મારો ક્રોધ ઝીલે એવું કોય, ધરાતળમાં તો નીપજ્યું નોય;
ધારૂં તો દેખતામાં ઉઠાવું, ઠાઠ માઠ બધો રઝળાવું. ૪
પણ દયા આવે પદ્માની, એ છે વિવેકી ને ખરી જ્ઞાની;
સત્યવાદિ પતિપ્રેમવાળી, ટેકવાળી બીજી મેં ન ભાળી; ૫
પતિ ભક્તિમાં લાગી છે તાળી, મુખ મીઠી અંગે રઢીઆળી;
તેનું દુભાય જો મન અદ્ય, પડે પ્રેમમાં પાણકો સદ્ય. ૬
ચોરીમાંથી ન કરડવા દંત, ઉતાવળ કરી કરવો ન તંત;
પેલે ગ્રાસે માંખી પડે જોય, ઉતપાત પાછળ થકી હોય. ૭
મારા સંસાર સુખની આશ, ટકી છે સહુ પદ્માની પાસ;
માટે મારે વાવરવો વિવેક, ક્રોધ કરવો ઘટે નહિ છેક. ૮
પછી ધીરે ધીરે જઈ પૂછે, અરે વારતું કારણ શું છે;
થયા બપોર પાદરમાંજ, હજી કરવી ધારી છે શું સાંજ. ૯
રાતે કોઇએ ખાધું નથી ખાજ, છે દાતણ ભર સૌ સાથ આજ;
જુવો પેટ ગયાં સૌનાં મળી, કેક જાય જ્યાં ત્યાં ઉંઘે ઢળી. ૧૦
એક ઉજાગરો બીજી ભૂખ, કેવાં સૌનાં લેવાયાં છે મુખ;
માટે નિકળો દેવળ થકી બહાર, હવે વાર કર્યામાં ન સાર. ૧૧
એતો પરણીને થૈ છે પરાઈ, તમોથી નવ રખાશે આંહિં;
પડશે મોકલવી મોડી વેલી, ત્યારે વાર કરો શીદ ઘેલી. ૧૨
હવે ચાલો ચાલો ઝટ ચાલો, શાને સંતાપ કરાવો ઠાલો;
માવતરે શીખામણ દઈ, ઝટ મોકલવી જોઇએ સહી. ૧૩
કેમ બોલો નહિ કોઈ કાંઈ, શું વિચાર કરો માંહો માંહિં;
સાંભળો નહિ શું કોઈ કાન, બ્હાર નિકળો ન તો થશે જ્યાંન. ૧૪
શૂણી પદ્મા આવી થૈ આગળ, ચાલી માનની સર્વે પાછળ;
ઋષિ કહે સહુ પાછાં વળો, પોતપોતાને સ્થાનકે પળો. ૧૫
અમે જઇશું હવે વનવાટ, રાખવો ન તમારે ઉચાટ;
મારા જીવ થકી પદ્મા જડી, એને વીલી ન મૂકીશ ઘડી. ૧૬

એતો મારા આશ્રમનો શણગાર, મારા હૈડાનો નવસરો હાર;
એની કામના પૂરીશ સહુ, સત્ય માનો ખરેખરૂં કહું. ૧૭
કશી વાતે ન દૈશ મૂઝાવા, રાજક દૈવકના નહિ દાવા;
"રાજક દેવકના નહિ દાવા," શૂણી ઋષિના બોલજ આવા. ૧૮
કહે સુશીલા પદ્માની માય, તમને ખમાં કરે જગરાય;
બાકીનું બોલ્યું થાઓ સફળ, પ્રભુ વધારો તમ અંગબળ. ૧૯
વોળાવા આવશું નદીસૂધી, એમ સર્વેની થઈ છે બુદ્ધિ;
માટે પદ્માસહિત રથે બેસો, અમને પાછાં વળ્યાનું ન કેશો. ૨૦

વલણ.

પાછાં વળ્યાનું કહેવું નહિ, બેસો રથમાં મુન્ય રે;
કહે શંકર શ્રોતાં શુણો, સતી ચરિત્ર મહા પુણ્ય રે.

---

## કડવું ૨૧ મું.

### દાત-દાયજામાં દેવા પુષ્પભદ્રા નદી ઉપર તૈયાર કરેલા ઉપસ્કર ઉપરથી ઋષિના મનમાં આવતા વિચારો, એ બધો ઉપસ્કર રાજા ઋષિજીને આપેછે, અને લોકો વખાણ કરેછે.

ચોપાઈ–રાગ ઉપરપ્રમાણે.

કહે કૃષ્ણ શૂણો રાધા સતી, નગને કહે અરૂંધતિ પતિ;
પછી વર-કન્યા રથડામાં બેઠાં, સહુ ચાલેછે પાછળ હેઠાં. ૧
વાજે ઢોલ નગારાં મૃદંગ, ભેરી શરણાઇ ને મોરચંગ;
ગાય મંગળ ગીત સુરીત, સૌની પ્રોવાણી પદ્મામાં પ્રીત. ૨
વાજતે ગાજતે અસવારી, પુષ્પભદ્રા સમીપ પધારી;
ત્યાંતો દીઠું મોટું કુતુહળ, સામે કાંઠે દીઠું મોટું દળ. ૩
દાસી સોળસે શણગાર સોતી, જાન આવ્યાની વાટડી જોતી;
સામે કાંઠે ઉભી હરખાય, સૌને અંગ ઉમંગ ન માય. ૪
બીજી બાજુ છે દશ અયુત, હથીઆર સુવસ્ત્રની યુત;
શત હસ્તી સાજેથી સોહંત, લાંબી શુંડા હેમે મઢયા દંત. ૫
એક સહસ્ર ભગરી ભેંશ, અંગે માતેલી દૂધાળી બેશ;
મોટા પીન પયોધરવાળી, દશ સહસ્ર ધેનું રૂપાળી. ૬

સવચ્છી સ્વર્ણશૃંગી ધીઆળી, કોટે ઘંટા પુચ્છે મોતીવાળી;
ધોળી રાતી માતી કોઈ કાળી, રૂપા ખરીવાળી સૌએ ભાળી. ૭
વીશ ઉંટ ઝવેરે લાધેલા, દશ સહસ્ર સોને સાધેલા;
વસ્ત્રાલંકારથી ખૂબ ભરિયા, રથ ચાર હજાર પાખરિયા. ૮
સાઠ હજાર દ્રવ્યનાં ગાડાં, ખીચો ખીચ ભર્યાં પડયાં આડાં;
વાસણે ભર્યાં એંશી હજાર, મોટાં ગાડાંની ઉભી છે હાર. ૯
દશ સહસ્ર અશ્વ અનુપ, હણેણાટ કરે ન રે' ચૂપ;
કોટેં હેમનાં હુલ્લર લળકે, પીઠે સોનેરી સાજ સુચળકે. ૧૦
પાયેં ઝાંઝર ઝણુણુણુ રણુકે, નાચે થનગન થનગન ઠણુકે;
એ જોઈ થયા ઋષિ વિસ્મિત, એનું ડોળાવા લાગ્યું ત્યાં ચિત્ત. ૧૧
આ હશે કોણુ નૃપનો[1] પડાવ, આ શું લશ્કરનો રે દેખાવ;
આ શા હાથી ઘોડા ગાય રથ, આવો કોણુ હશે સમરથ. ૧૨
કેવી રૂપાળી દીસે સુંદરીઓ, જાણે સ્વર્ગથી ઉતરી પરીઓ;
વૈભવી કૈક ભૂપર પડિયા, ભાગ્યશાળી બ્રહ્માજીએ ઘડિયા. ૧૩
પૂર્વે તપ-દાન વ્રત કર્યાં હશે, તે પુરૂષ આવો વૈભવી થશે;
રાજપુત્રીને પરણવા કાજ, શકે કો આવ્યો બળવાન આજ. ૧૪
કદી કરશે અકસ્માત ઝગડો, રખે ખેલ મારો લાગે બગડયો;
રખે હર્ષમાં શોક ભેળાય, રખે સુરંગનો ભંગ થાય. ૧૫
રખે હાથે આવ્યો હીરો જાય, એમ લચુ પચુ મને થાય;
પણુ પેહેલાં કરવો શીદ ખેદ, તેનો જાણ્યો જોઇએ પેહેલાં ભેદ. ૧૬
જો તે જણાય શત્રુ કે ધૂર્ત્ત, તો પછી મારૂં મંત્રેથી તુર્ત;
એમ હૈડામાં ઋષિજી ડોલે, હજી વિચારે કર દૈ કપોળે. ૧૭
એટલામાં તો અનરણ્યરાય, લાગ્યા ઋષિને કર જોડી પાય;
મહારાજ આ દાસીને દાસ, હાથી ઘોડા શકટ રથ ખાસ. ૧૮
ઉંટ ધેનું મહિષ્યાદિ વસ્ત, આપ્યું દાનમાં તમને સમસ્ત;
અંગીકાર કરો ઋષિરાજ, ફૂલ સાટે ફૂલદળ આજ. ૧૯
બની શકયું અમોથી જેટલું, એક રાતમાં કર્યું તેટલું;
કાંઈ ઓછ કિંવા ભૂલ હોય, માની લેજો મોટપ ધરી તોય. ૨૦
'આ મારી શીખ છે દુર્બળ, આપ સૌથી મોટા છો સબળ;
મારી લાજ છે આપને હાથ, વધારો માગી લૌં નામી માથ. ૨૧

---

૧ રાજાનો.

ગ્રામ્યલોક કહે ધન્ય ધન્ય, રાજા તારૂં દીસે પૂર્ણ પુન્ય;
તારી દાતમાં દીસે ન મણા, સર્વે અર્થ સાધ્યા પુત્રીતણા. ૨૨
પુત્રીને દીધી તેં રાજ રીધી, સુખ સાધનથી ન્યાલ કીધી;
તારૂં ડહાપણ અનહદ ભાસે, તારી કીર્ત્તિ જગતમાં ગવાશે. ૨૩
તારી અજબ બુદ્ધિ અમે જોઈ, પામ્યા છીએ વિસ્મય સહુ કોઈ;
પ્રભુજી તારૂં કરજો કલ્યાણ, એમ બોલ્યાં સહુ જન વાણ. ૨૪

### વલણ.

બોલ્યાં સૌ મુખથી હજો, સદા રાય કલ્યાણ રે;
કહે શંકર શ્રોતાં શુણો, ઋષિ વદે શું વાણ રે.

---

## કડવું ૨૨ મું.

### સસરાએ આપેલા દાયજાથી ચકીત થઈ કેટલોક વિચાર કરી અંતે એમાંનું કાંઈ પણ ઋષિ પિપ્પલાદ લેતા નથી.

ચોપાઈ—રાગ ઉપરપ્રમાણે.

કહે કૃષ્ણ શૂણો રાધા સતી, નગને કહે અરૂંધતી પતિ;
આ બનાવ જોઈ ઋષિરાય, કરે વિચાર હેડાની માંય. ૧
કર્યા સસરાએ શ્રેષ્ઠ આચાર, તેમાં મણા ન દીસે લગાર;
આટલું બધું ગોઠવ્યું ક્યારે, પામું હેરત મન સાથે ભારે. ૨
પણ આવિષે મારે શું કરવું, કાંઈ લેવું કે સૌ પરહરવું;
પછી બોલ્યા ખોંખાર કરીને, અનરણ્યની તર્ફ ફરીને. ૩
શૂણ અનરણ્ય રે મુજવાત, અમે છીએ વનેચર જાત;
તુંબી રૂદ્રાક્ષ વલ્કલ ભસ્મ, ભાંગ ઘૂંટ્યાના બે ત્રણ અશ્મ. ૪
એજ વૈભવ જાણ અમારો, બાકી જોઇએ ન રાજ તમારો;
આવો ઠાઠ અમારે ન જોઇએ, અમો વૈભવમાં નવ મોઇએ. ૫
રાખવાનું ઠેકાણું ન મળે, આને જોઈ મારૂં ચિત્ત ચળે;
મને ધન જન લાગે છે ખારાં, તપ ભંગ સહુ કરનારાં. ૬
ફળ ફૂલ સમિધ લેવા સારૂ, રાજપુત્રી એકજ ઘણી વારૂ;
બીજા જનની નથી દરકાર, ઠાલાં આવી કરે શિરભાર. ૭

આ બધું ધન શે કામ આવે, ઉલટો ભય કલેશ કરાવે;
આ બધા પશુને હું શું કરૂં, મારૂં સ્થાન નાનું કયાં સંઘરૂં. ૮
રોઝ સાબર સિંહ શીઆળ, રીંછ વાનર સસલાં બિડાલ;
એને પાળીએ વગર જોખમે, જોખમી જીવ અમને ન ગમે. ૯
બધી પૂરત રાજા તમારી, થાય અમને ન સુખ કરનારી;
માટે વિનતિ કરૂં કર જોડ, આમાં આપની લેશ ન ખોડ. ૧૦
પણ મજને ન લાગે આ સારૂં, તેથી માનો રાજા કહ્યું મારૂં;
પાછી વાળો નગરમાં સચોડી, મારે જોઈએ ન એકેય કોડી. ૧૧
મારે વૈભવ સૌ આ હરામ, પાછો રાખો મારે નથી કામ;
ન શોભીએ રજોગુણી થઇએ, સત્વગુણુમાં હરદમ રહીએ. ૧૨
તમે શક્તિ તો ખૂબ જણાવી, પણ મુજને ન લવલેશ ભાવી;
ધાન્ય ખડ અમોને ન મળે, શી રીતે એનું જીવિત પળે. ૧૩
ઠાલાં જન પશુ કીધાં હેરાણ, બાપડા ખેડુના કાઢ્યા ઘાણ;
મારે મન બધું શિવ નિર્માલ્ય, પાછું વાળી દરબારમાં ઘાલ્ય. ૧૪

### વલણ.

મારે શિવ નિર્માલ્ય છે, લૈજા પાછું દરબાર રે;
કહે શંકર એ વચન શુણી, સર્વ થયા લાચાર રે.

---

## કડવું ૨૩ મું.

### બધો દાયજો સ્વીકારવા અથવા પુષ્પભદ્રા નદી-ઉપર આવી રહેવા ઋષિને રાજા ઘણા આ-ગ્રહથી વીનવે છે.

રાગ–છઠ્ઠા કડવાપ્રમાણે.

અનારણ્ય દુ:ખીઓ થૈ બોલ્યો, ઋષિ ન કરશો રોષ,
પૂરત દેવી પુત્રીને એ-માં નથી મારો દોષ;
વર રાજા થૈ પરણ્યા પછી, પેરામણી કાંઈ,
રાખો નહિ કેમ, ભાવે આપુંછું જે આંહિં. ૧

રાજપુત્રી વર્યા ત્યારે, રાજસુખ કેમ,
લેવાનો નકાર કરો, દુઃખ થાય એમ;
ગૃહસ્થાશ્રમ માંડી હવે, વગદાં વીણો શીદ,
પૂરત સર્વે રાખો રૂડી, ન કરો ઠાલી જીદ. ૨

મારાં જન ધન પશુઓ તમને, કલેશરૂપ નહિ થાય,
બંદોબસ્ત પેહેલાંથી કર્યો છે મેં ઋષિરાય;
રેવાનું સ્થાનક નહિ માગે, તેમજ ખડ જોગાણુ,
નિરૂપયોગી સ્થળપર કરશે, મુકામ નકરો તાણુ. ૩

હયશાળા ગજશાળા ને ગૌ-શાળા કરશું ત્યાંય,
બીજાં પશુઓની પણ શાળા, કરશું વગડા માંય;
માનવનાં રેઠાણુ કરાવી, દેશું નજદિક જ્યાંય,
અડચણ લવ નહિ આવે તમને, એવા સ્થળની માંય. ૪

ખોરાકી પોશાકી સૌની, પૂરીશ હું હરદંમ,
કલેશ લેશ કરશે નહિ, શાને કરો ગંમ;
અથવા પુષ્પભદ્રા નદીતટપર, આ દીસે મહા વંન,
આશ્રમ તેમાં કરાવી આપું, વસો ઋષિ પાવંન. ૫

અગ્નિ હોત્રાદિક શુભકર્મત,–ણાં રચાવું સ્થાન,
તપનાં સાધન પૂરાં પાડું, માનો પ્રજ્ઞાવાન;
પર્ણકુટી કે મેહેલ ચણાવું, આજ્ઞા હોએ તેમ,
આ નદીતટપર ઘાટ ઘડાવું, મણિકર્ણિકા જેમ. ૬

વલણ.

ઘાટ ઘડાવું મણિકર્ણિકા જેવો, આ નદીતટપર ખાસ રે;
કહે શંકર શ્રોતાં શુણો, ઋષિ વદે શું તાસ રે.



# કડવું ૨૪ મું.

## ઋષિ દાયજો નહિ સ્વીકારતાં કેટલાંક કઠોર વચન કહેછે, ધમકી આપેછે, તેને પદ્માકુમારી ટાઢા પાડીને પોતાના પિતાને વિવેકથી સમજાવીને કહેછે કે મને આપવાનાં તમામ પશુઓનું બ્રાહ્મણોને દાન કરો, બાકીનું દ્રવ્ય મારે ખાતે અનામત રાખો, અને દાસીઓને પરણાવી દ્યો, વગેરે પણ રાજા રાણીનું મનમાનતું નથી. અને મૂર્ચ્છામાં પડેછે.

ચોપાઈના સર્વ રાગમાં ગવાય; લલકારીને ગાવું.

રાજા જાણેછે શું મન એવું, આખા જગમાં નથી મારા જેવું;
સમજણમાં શિરોમણિ જાણે, તુને ગમે જો જગત વખાણે. ૧
તું દીસે વડો કૂલણ ફૂદી, મને જોઇએ ન પૂરત ગંદી;
તેં કર્યા શત યજ્ઞો રૂપાળા, વ્યાપી વિશ્વમાં કીર્ત્તિની જ્વાળા. ૨
હવે રાખી મને ઘરજમાઈ, વિશ્વે વધારવી છે મોટાઈ;
આટલા જન રાખીને શાખી, કેવરાવવી છે વાખ વાખી. ૩
તારે મન કદી તું હશે શેર, મારે મન હું પૂરો સવાશેર;
ધન જોરે કાઢી લેછે કામ, બીજાને ફોસલાવીને આમ. ૪
પણ મારી આગળ સહુ વ્યર્થ, કામમાં આવવાનો ન ગર્થ;
પાછું વાળ ભલાઇથી કીધું, નતો દેખતામાં બાળી દીધું. ૫
આથી પદ્મા વિચારેછે મંન, રખે રીસે શાપે ઋષિ જંન;
તેથી બોલ્યાં મુખે નામી શિર, સ્વામી આજ્ઞા આપો ધરી ધીર. ૬
તો હું સમજાવું તાતને અધ, આપે રજા આપણુ બેને સધ;
રજા મળતાં વધ્યાં મુખવાણી, પિતા પૂરત મેં પરમાણી. ૭
તમે કરવું ઘટે તેમ કીધું, આ બધું શુભ મેં માની લીધું;
તમે પ્રેમે પિતાજી તણાઓ, મારે માટે ઓછા ઓછા થાઓ. ૮
તમારી દાતમાં નથી મણા, પણ લેવાનો જોગ ન હમણાં;
ધન ઝવેર ને અલંકાર મારી વતી સૌ રાખો ભંડાર. ૯
ખપ પડતાં મગાવીજ લેશું, અથવા એની વ્યવસ્થા કેશું;
હય ગજ રથ ગાયને ભેંશ, શણગાર સહિત સહુ બેશ. ૧૦

આપો વિપ્રને દાનમાં સર્વ, આજ લગ્નનું છે મોટું પર્વ;
દાસી સોળશેં જે શણગારી, મોકલો છો સેવા કરવા મારી. ૧૧
તે સહુ મારે માટે કુંવારી, આજસુધી રહી છે બિચારી;
તેને પાછી વાળો પુરમાંય, રાખજો માથે આપની છાંય. ૧૨
એક એકને લાયક વર, ખોળી કાઢી કરાવજો ઘર;
જીવ્યાસુધી ચાલે ગુજરાન, એવાં સૌને દેજો ધન ધાન. ૧૩
ચણાવી દેજો ઘર સૌને સારાં, એછે જન્મથી માણુસ મારાં;
એને મૂઝાવા દેશો ન લેશ, કરશો અરદાસ હરદમ બેશ. ૧૪
એટલું કહી બોલતી રહી, રાજા રાણીનું મન માને નહિ;
એનો ઘટમાં ઘુંટાય છે જીવ, હવે શું કરવું શિવ શિવ. ૧૫
કહે કૃષ્ણ જુવો રાધા સતી, કેવી પ્રબળ છે દૈવગતિ;
કહી પડયાં પૃથ્વીપર પળમાં, હાહાકાર થયો આખા દળમાં. ૧૬

વલણ.

હાહાકાર હવો ઘણો, રાજા રાણી ઢળી પડયાં;
કહે શંકર એવે સમે, સ્નેહીનાં મન હડબડયાં.

---

## કડવું ૨૫ મું.

### રાજા-રાણીનો અનહદ ખેદ જોઇને તેને પ્રાજ્ઞગુરૂ કર્મની ગતિ સમજાવેછે, પછી રાજા બધી પૂરત (દાયજામાં દીધેલ) પાછી વાળેછે, પણ દાસ દાસીઓ પાછાં નહિ વળતાં હુલ્લડ કરેછે, તે હુલ્લડને તુરત દાબીદેવા રાજા હુકમ કરેછે.

રાગ ઉપરનો પણ જરા ગળગળો.

કહે નગને અરૂંધતી પતિ, સહુ ગભરાણા એ વખતે અતિ;
આવા દીઠા ન કયાં વર રાજા, પ્રભુ રાખજો સર્વેની માજા. ૧
શત પુત્રોને સહુ પ્રધાન, શોકથી સૂકાયા જેના વાન;
આવ્યા તૂર્ત રાજા રાણી પાસ, આંફળા ફાંફળા પામી ત્રાસ. ૨
ઋષિ શાપના સૌને છે થડકા, બળી ભસ્મ થવાના છે ફડકા;
ધીરે ધીરે કરી ઉપચાર, ઉઠાડયાં ઝટ ત્યાં નર નાર. ૩

પછી સમજાવ્યો શાસ્ત્રનો સાર, પ્રાજ્ઞ ગુરૂએ પધારી તે વાર;
દુઃખરૂપ છે સર્વ સંસાર, કોનાં સુત વિત્ત ને પરિવાર. ૪
પૂર્વ જન્મ સંસ્કાર પ્રમાણે, થાય સંબંધી ભેળાં આ ટાણે;
પાછાં જુદાં પડે એજ રીતે, તેનું દુઃખ ધરવું શીદ ચિત્તે. ૫
કર્મથી પામે જન રાજ રિદ્ધિ, કર્મથી પામે જન સર્વ સિદ્ધિ;
કર્મથી સુખ સ્વર્ગીય પામે, કર્મથી દુઃખ દાવાગ્નિ વામે. ૬
કર્મથી મળે સોબતી સારો, કર્મથી મળે કલેશ નઠારો;
કર્મથી સુધરે જમવારો, કર્મથી ભવ લાગે અકારો. ૭
કર્મથી થાય વિદ્યા અભ્યાસ, કર્મથી પામે સંસારે ત્રાસ;
કર્મથી પામે હર્ષ વિલાસ, કર્મથી થાય નર્ક નિવાસ. ૮
કર્મ હાથીને હોદ્દે ચડાવે, કર્મ કાશીદાં કંઈને કરાવે;
એમ પ્રાણી છે કર્માનુસાર, શુભાશુભ સહેછે સંસાર. ૯
એમાં લેખવો કોનો ન વાંક, કાંકે કર્મે વાળ્યો આડો આંક;
દૈવ પ્રારબ્ધ ભાગ્યને કર્મ, એ સહુ જાણો કર્મનાં શર્મ.[1] ૧૦
પૂર્વનું માગણું હશે જેહ, તેટલુંજ લેશે પુત્રી તેહ;
બાકી કોટિક કરતાં ઉપાય, તેનાથી દમડી ના લેવાય. ૧૧
રખે ઋષિ ઉપર આણો રોષ, લેખો પ્રારબ્ધનો સહુ દોષ;
જગમાં પ્રારબ્ધનું મહા જોર, એ મૂકાવે સહુના ગંકોર. ૧૨
કહે પદ્મા કરો તેમ રાય, જેથી સહુનાં સુખ સચવાય;
ઝાઝું તાણવું નહિ રાજંન, તાણ્યે તૂટાનું ભય મોટું મંન. ૧૩
તૂટા પછી કદાપિ સંધાય, તો વચ્ચે મોટી ગાંઠ જણાય;
પૂછો શેરડીને જઈ કોય, ગાંઠમાં રસ કેવોક હોય. ૧૪
મન કાચ ને નિર્મળ મોતી, તૂટા પછી ન સંધાય કોથી;
માટે આપો આજ્ઞા વળવાની, નતો સર્વ પુરત[2] બળવાની. ૧૫
ત્યારે મોટેરો મૂકી નિઃશ્વાસ, આપી આજ્ઞા રાયે દોડયા દાસ;
નદી પાર તુરત ઝટ જઈને, જોડાવ્યાં વાહનો સટ લઇને. ૧૬
ગાય હય હાથી ઊંટને ભેંશ, વાળ્યાં પાછાં સકળને અશેષ;
રથ ગાડાં સામાન સહિત, પાછાં વાળ્યાં થઈ ખિન્ન ચિત્ત. ૧૭
એમ અવાચક સહુ સ્હેલ, પાછાં વળ્યાં વળે જેમ રેલ;
પણ વાચાવાળાં દાસ દાસી, બાળપણથી પદ્માનાં ઉપાસી. ૧૮

૧ નામ. ૨ પેરામણી-દાયજો.

ઘણા કાળથી પદ્માની ભેળાં, જવાસારૂ ટમટમી રહેલાં;
તેને વાળવાં કઠણ પડયાં, જેનાં ચિત્ત પદ્માસાથે જડયાં. ૧૯
પાછાં વળવાનો કરતાં હુકમ, ઉસકેરાયાં સૌ એકદમ;
લાગ્યાં હુજ્જત કરવા ઘણેરી, થયાં સામાં થાય જેમ વેરી. ૨૦
અમને વળવાનું કેનાર કોણ, કોનું આયુષ્ય પરવાર્યું એણ;
અમે વાળ્યાં નથી વળવાનાં, દુઃખ પડશે તે સૌ ખમવાનાં. ૨૧
તમે જાઓ આંહિંથકી છાના, ન તો ભોગ થશો ઝટકાના;
ઘણી ઘણી રીતે સમજાવ્યાં, પણ કોય ઠેકાણે ન આવ્યાં. ૨૨
કાઢી મીઆનથી હથીઆર, થયાં લડવાને સહુ તૈયાર;
કાઢી ગુપ્તી કટારી ને અસી, માર માર કરતાં આવ્યાં ધસી. ૨૩
સામાએ કરી પણ કીકીઆરી, કરી માર્યા બાંધ્યાની તૈયારી;
ધક્કા ધુંબી થવા માંડી ત્યાંય, શાણા સમજુની હડબડી કાય. ૨૪
રાજા રાણી ઘણાં કચવાય, હવે શું કરવું જગરાય;
આ પરસ્પર લડીને મરશે, તેનો દોષ આપણશિર ઠરશે. ૨૫
હાહા લગ્નમાં થાય ધીંગાણું, એતો જાણવું ખરાબ ખાણું;
કોઈ દોડો પાડો સૌને શાંત, નતો પળમાં થશે કલ્પાંત. ૨૬

**વલણ.**

દોડો કોઈ ઝટપટ કરો, નતો થશે કલ્પાંત રે;
કહે શંકર એમ ટળવળે, રાજા રાણી હાહંત રે.

---

## કડવું ૨૬ મું.

**હુલ્લડ કરનારાં દાસદાસીઓને ઘણી મહેનતે સમજાવીને રાજા અને પ્રધાન પાછાં વાળે છે અને તેઓ કેટલોક બડબડાટ કરતાં માંડ માંડ પાછાં વળેછે. તોપણ વાર લાગવાથી ઋષિ ક્રોધાવેશમાં કેટલૂક કહેછે.**

રાગ—ઉપરનો.

કહે કૃષ્ણ શુણો રાધા સતી, નગને કહે અરૂંધતી પતિ;
કોય ઝગડો ચૂકાવા ન ગયું, કાંકે સૌજન હેબતી[1] રહ્યું. ૧

---

૧ ગભરાઈ.

પછી રાજા રાણી શત ભ્રાત, સાથે શાણા સચિવ[1] લેઈ સાત;
આવ્યા સમજાવવા સહુ તાસ, જ્યાં હતાં હુલ્લડી દાસી-દાસ. ૨
બોલ્યા રાજાસહિત પ્રધાન, ભાઈ કાંઇક રાખોને સાન;
વિચારો દીલસાથ લગાર, કોની સામા ધરો હથીઆર. ૩
પાછાં વાળ્યાનો હેતુ વિચારો, સાવ શઠ થાઓ કેમ યારો;
પુણ્ય ધારી કરો મોટું પાપ, શું રે ઘાટમાં વિચારો ન આપ. ૪
ઠાલી શીદ કરો વઢવાડ, ધર્મ સમજી લાવો ઉલટી ધાડ;
સારૂં ઈચ્છો જો પદ્માનું તમો, વળો પાછાં કહીએ છીએ અમો. ૫
હઠ કરતાં થશે મોટી હાણી, સત્ય માનો અમારી આ વાણી;
અમે દુશ્મન નથી તમારા, આજસુધી છીએ પાળનારા. ૬
પાળશું તમોને સારી રીતે, વળો પાછાં અરે પ્રભુ પ્રીતે,
એમ સામાદિ ઉપાએ કરી, સમજાવ્યાં બહુ ફરી ફરી. ૭
ત્યારે સમજી પાછાં માંડ વળ્યાં, ઋષિ ઉપર સૌ કળકળ્યાં;
કોઈ કહે ઋષિ બહુ ભુંડો, કોઈ કહે અંતરનો છે ઉંડો. ૮
કોઈ કહે મોટો છે અઘોરી, કોઈ કહે એકલપેટો ઘોરી;
કોઈ કહે મસાણીઓ ભૂત, કોઈ કહે લાગે જમ દૂત. ૯
કોઈ કહે આ તો મહા ક્રૂર, કોઈ કહે નિર્દય એનું ઉર;
કોઈ કહે એના દીલમાંય, પ્રેમનાં પરમાણુ ન કાંય. ૧૦
કાળરૂપ કહે કોઈ જોગી, કોઈ કહે ખરેખરો શોગી;
એમ બડબડતાં દાસ ને દાસી, સૌનાં મુખ દેખાય ઉદાસી. ૧૧
સોળશેં સુંદરી મસ રૂવે, વળી વળી પદ્મા સામું જૂવે;
મૂકે ધ્રૂસકા મોટા મોટા મુખેં, હીબકાં ભરે અંતર દુઃખેં. ૧૨
વછુટાં પડવું નવગમે, રડારોળ કરે તેવે સમે;
ખોળા પાથરે વારંવાર, સાથે રાખો નહિ કરીએ ભાર. ૧૩
ભરે ડગલું વળી ઉભી રહે, સાથે રાખો રાખો એમ કહે;
તમવિના ન અમથી રેવાય, પાછાં વળતાં પ્રાણ અકળાય. ૧૪
એમ કહી ઉભી રહે હઠેં, તેના ઉપર રાજાજી ભઠે;
કેમ સમજો નહિ સહુ દાસી, તમારી બુદ્ધિ ક્યાં કને નાસી. ૧૫

---

૧ પ્રધાન.

અમોને શું તમે મૂર્ખ દેખો, પોતાનેજ ડાહ્યાં કરી લેખો;
ખસો જલદી નતો માર ખાશો, દેખાડો કાં ફજેતી તમાસો. ૧૬
તદપિ ન ખસે દાસી કોય, ઉભી ઉભી મોટે સાદે રોય;
તેને જોર કરીને હઠાવી, ગામ તર્ફ ધકેલી કઢાવી. ૧૭
એમ સર્વે પૂરત પાછી વાળી, સામો કાંઠો કર્યો સઘ ખાલી;
હવે મુખ્ય પ્રધાન ભાયાતો, સગાં સંબંધી ને જેથી નાતો. ૧૮
સરદારો સહુ શત ભ્રાતો, હજી એટલાં રહ્યાં છે ત્યાં તો;
ઋષિ પડકાર્યા ખૂબ ખંખારે, શું સંકેત[1] કરો વારે વારે. ૧૯
તમે ધાર્યું છે શું મન માહીં, મને હેરાણ કરવોછે આહીં;
રાખવી ઘેર હોય તો રાખો, ડાચામાંથી ખરે ખરૂં ભાખો. ૨૦
હું મારે જઈશ એકલો વનમાં, મને ઝાળ બળે આખા તનમાં;
રાખ્યામાં લાભ હોય જો તમને, શીદ અધવચ રોકયો છે મને. ૨૧
તમે છો સહુ પ્રપંચ મૂર્ત્ત,[2] લાગો છો મોટા ખટપટી ધૂર્ત્ત;[3]
એમ ક્રોધે ચડાવીને રીસ, ચાલવા માંડયું ઉત્તર દિશ. ૨૨

વલણ.

કરી રીસ ઋષિ ચાલીઆ, ખળભળ્યું ત્યાં જન સર્વ રે;
કહે શંકર દુઃખીઆં થયાં, ગયો સરવનો ગર્વ રે.

## કડવું ૨૭ મું.

### પદ્મા માતપિતાને મળીને પોતાના પતિ પિપ્પલાદ સાથે ચાલી નીકળેછે. તેની પછવાડે તેની માતા પ્રેમનેલીધે છેલ છેલા બે બોલ કહેછે તથા ઋષિને ભલામણ આપેછે, ઋષિ તેની ફીકર નહિ રાખવા સમજાવેછે. અંતે વર-કન્યા ચાલી નીકળેછે.

રાગ-ઉપરનો.

કહે કૃષ્ણ શુણો રાધા સતી, નગને કહે અરૂંધતી પતિ;
આ વખતનું રાજા રાણી દુઃખ, શું કહી શકે સહસ્રમુખ. ૧

૧ સંતલશ-માહોમાહે ગુપ્ત વિચાર. ૨ મૂર્તિ. ૩ ધુતારા.

બોલી શકયું ન મુખ થકી કોય, ઉભાં ઉભાં જોઇ જોઈ રોય;
ભલી પદ્મા અંતર અવધારે, હવે તુર્ત જવું જોઈએ મારે. ૨
પછી સઘ ફરી સૌને મળ્યાં, લેઈ આજ્ઞા ઋષિ સાથ પળ્યાં;
નદી ઉતર્યાના મસ દેઈ સમ, પાછાં વાળ્યાં સૌને એકદમ. ૩
ઋષિને કહે આવુંછું હારે, ઠાલો શોચ ન કરવો તમારે;
એમ સગાંને પાછળ ત્યાગી, સઘ દોડી સ્વામી ચરણે લાગી. ૪
એવે પદ્માની માડી પછાડી, આવી કહે પદ્માને હોમાડી;
પાછી મળીશ કયારે હો બેન, તારા વિના નહિ પડે ચેન. ૫
આ શરીર રૂપી મીનના[1] તું, પ્રાણરૂપી ઉદક[2] છો સદા તું;
જીવવિના દીસે જેવી કાયા, તારા વિણ તેવી સંસાર માયા. ૬
પાણીવિના નદી સરોવર, તારા વિણ તેવું લાગશે ઘર;
પાક વિનાનાં વાડી ખેતર, તેવું લાગશે તુજ વિણ ઘર. ૭
તુને મૂકુંછું હું એકાએક, મારો ફફડે છે જીવડો છેક;
કદી એક દાસી હોત સાથ, કંઈક મનનું સમાધાન થાત. ૮
ચૌદ બ્રહ્માંડ પડે છે તૂટી, આજ પાડતાં તુજને વખૂટી;
ઋષિ રાજ રક્ષા કરશો રૂડી, છે ખરી મારી આ જીવિત મૂડી. ૯
તેને સોંપી છે આપને હાથ, સુખ દુઃખમાં રાખજો સાથ;
ત્યાગ કરશો ન રોષે કોવાર, જેને એકજ આપ આધાર. ૧૦
પૃથ્વી આભ કે ત્રણ ભુવનમાં, એનું આપવિના નથી વનમાં;
કાલી ઘેલી તમારી એ દાસી, થવા દેશો ન કોદી ઉદાસી. ૧૧
એના ડાપણનું કરી મૂલ્ય, કામ સોંપશો તેનીજ તુલ્ય;
શુણી કહે ઋષિ હો માતાજી, તમે ફીકર કરશો ન ઝાઝી. ૧૨
અમે યોગ્ય હશે તેમ કરશું, તજી સારૂં કરશું શીદ નરશું;
પછી પદ્માનો ઝટ ઝાલી હાથ, ચાલવા માંડયું ઉમંગ સાથ. ૧૩

**વલણ.**

ઉમંગ સાથ ચાલ્યા ઋષિ, માતા ટળવળતી રહી;
કહે શંકર શ્રોતાં શુણો, કૌતુક વારતા શી થઈ.

---

૧ માછલી. ૨ પાણી.

# કડવું ૨૮ મું.

## એક કૌતુક-સુગણા સુપ્રભા દાસીનું આવવું તથા તેની હકીકત, તેઓથી પદ્માકુમારીનો વિજોગ નહિ સંખાતાં સાથે આવવાસારૂ રસ્તામાં તેઓ આડી પડેછે.

ચોપાઈના સર્વે રાગ લાગુ પડેછે.

કહે કૃષ્ણ શુણો રાધા સતી, નગને કહે અરૂંધતી પતિ;
પુત્રીની નથી મુકાતી પ્રીતિ, માતા ચાલી પાછળ બીતી બીતી. ૧
તેને પદ્મા વળી ઉભી રાખે, વળ્યાના શપથો મસ દાખે;
પણ ઋષિએ તુરત કર ઝાલ્યા, પદ્માને લેઈ આગળ ચાલ્યા. ૨
એટલામાં કૌતુક એક થયું, તેમાં સૌજનનું મન ગયું;
કોઈ તારૂણી બે ગોરે વાન, નવ જોબન રૂપ નિધાન. ૩
છૂટા કેશ વસનનું ન ભાન, લાગે પદ્મા તરફ એનું તાન;
શ્વાસ ભરી સ્વેદે રસબોળ, લાગે આંખો રોઈ રાતી ચોળ. ૪
મુખે પદ્મા પદ્મા સાદ કરતી, આડી વાટે દોડી આવે ડરતી;
કોઈ પારધીના બાણે થડકી, આવે હરણી દોડી જેમ ભડકી. ૫
સીંચાણાની બીકથી અથવા, આવે હંસલી નિર્ભય થવા;
જન્મ મરણના ડર થકી જેમ, આવે સંત આગળ જન તેમ. ૬
બીક બિડાલની ધારી જેમ, આવે મુષક થવાને ક્ષેમ;
વ્યાકુળી થઈ પછવાડે જોય, જાણે પકડી આવી લેશે કોય. ૭
તત્કાળ પડી પદ્મા ચરણે, જેમ આવે અનાથ કો શરણે;
બોલી પદ્મા સૈયર કેમ મારી, સુગુણા સુપ્રભા પ્રાણ પ્યારી. ૮
આવડી કેમ અધીરી થાય, શાને કંપે ને શીદ ગભરાય;
શું થયું શું સહ્યું મારી પ્રાણ, બોલો બોલો રૂદય ખોલી વાણ. ૯
ક્યાં ગઈ તમ અંગ ઓઢણીઓ, કેમ બન્ને આવી ગાંડી બનીઓ;
એક દિવસમાં દૂભવી કેણે, આ ઉઝરડા પડ્યા અંગે શેણે. ૧૦
હજી હું નથી ગામથી ખશી, એટલામાં આવી દશા કશી;
થશે પાછળ શું તે ન જાણું, મારા માણસનું આવીભરાણું. ૧૧
આતો દુઃખ અતુલ મજ કાય, પણ મારાથી હવે શું થાય;
હું થઇછું પૂરી પરાધીન, શ્રેય[1] કરવું ન મારે આધીન. ૧૨

---

૧ સારૂં.

એમ મનમાં અતિ અપશોષ, કરી બોલી મૂકો બાઈ સોસ;
ઉઠો સૈયર ને વદો વેણ, કોણ તમને થયું દુઃખ દેણ. ૧૩
માત તાત ને ભ્રાતને કહી, કરૂં રૂડો બંદોબસ્ત અહિં;
તમારી દુખવી જેણે કાય, તેની જો જો કેવી ગતિ થાય. ૧૪
પછી બોલી બંને પામી તાપ, અમ દુઃખનું કારણ આપ;
શુણી વાણી એવી દાસી તણી, થઈ પદ્મા ચકિત મન ઘણી. ૧૫
આ શું બોલો અહો મારી દાસી, મારી વૃદ્ધિ પામેછે ઉદાસી;
શું મેં ભૂલ કરી તમ પ્રત્યે, બાઈ બોલો મારા સમ સત્યે. ૧૬
પછી બોલી દાસી તજી ભય, કે ટળ્યો સર્વ જનનો સંશય;
આપ વિજોગ એ મોટી હાણ, અમેં સોંપ્યા છે આપને પ્રાણ. ૧૭
આપ સાથે જાય અમ પ્રાણ, શી રીતે રહે દેહ સુજાણ;
આપની છાયા રૂપજ અમે, નથી જુદાં પડયાં કોઈ સમે. ૧૮
જેમ મધથી ન જુદી મીઠાશ, તેમ અમે તમારીજ પાસ;
જુદાં પડતાં કલેજું કપાય, જાણે વ્હેરાય કરવતેં કાય. ૧૯
દુઃખ સુખ સાથે રહી સે'શું, ઋષિ રાખશે તે વિધ રે'શું;
કંદ મૂળ ફળાદિક ખાશું, સદા સર્વદા સેવામાં વા'શું. ૨૦
પાછી વળી ભલે સહુ દાસી, અમે તો તમ ચરણ ઉપાસી;
રાજમાં સુખ ભોગવ્યાં ભારી, વનવાસ અનુભવવો ધારી. ૨૧
બીજી દાસીઓ ગામમાં ગઈ, અમે છટકી આવ્યાં છીએ અહિં;
આડી વાટ લીધી તેથી આમ, વસ્ત્ર અંગ છોલાયાં તમામ. ૨૨
પાછાં જવાનાં નથી કો કાળે, ભલે ઋષિજી આ પળેં બાળે;
બેન અમારાં આજે શરીર, ખરાં આપનાં પગ હાથ ધીર. ૨૩
તેને કાપી જુદાં કેમ થાશે, વેદના એવી કેમ ખમાશે;
ગમે તો વાઢી કટકા કરો, ગમે તો તમ સાથે સંઘરો. ૨૪
ગમે તો આપો ઋષિજી શાપ, ગમે તો કાપો મસ્તક આપ;
ગમે તો પડો બ્રહ્માંડ તૂટી, પણ તમથી ન પડવાની છૂટી. ૨૫
અમ પ્રાણ તમોમાં પ્રોવાણો, તે નથી જુદો પડવાનો જાણો;
જ્યાંસુધી વે'શે શરીરે રક્ત, ત્યાંસુધી સેવશું થઈ ભક્ત. ૨૬
તમે બેન તમે મારી માતા, તમે સ્નેહી સહોદર ભ્રાતા;
તમે પિતા તમે અન્નદાતા, તમવિના કરશે કોણ શાતા. ૨૭

બાળપણથી સેવ્યા તમ ચરણ, હવે રહીએ અમે કોની શરણ;
રે'વાનું સ્થાન અમને ન મળે, તમ વિના જીવ દાહે બળે. ૨૮
તમ વિના સૃષ્ટિ તણી વસ્ત, અમારે મન સૌ પામી અસ્ત;
એમ કહી બન્ને પડી આડી, સાથે રાખો કે નાંખોજ વાહાડી. ૨૯

વલણ.

સાથે રાખો કે વાહાડી નાંખો, એમ કહી આડી પડી;
કહે શંકર શ્રોતાં શુણો, ઋષિ વદે શું તે ઘડી.

---

## કડવું ૨૯ મું.

સુગુણા સુપ્રભાની હિંમત જોઇને સર્વ ખુશી થયું તથા ઋષિએ પોતાનું મનમાને ત્યાંસુધી સાથે રાખવા વચન આપ્યું, પછી સર્વે લોકો પદ્માકુમારીને વોળાવીને પોતપોતાને ઘેર ગયાં.

રાગ ઉપરનો.

કહે કૃષ્ણ શૂણો રાધા સતી, નગને કહે અરૂંધતી પતિ;
અણ ધાર્યો બન્યો આ બનાવ, પામ્યા અચંબો દેખી દેખાવ. ૧
રાજા, પુત્રો, પ્રધાન ને દાસ, વીંટી વળ્યા સહુ આસ પાસ;
સાનંદાશ્ચર્ય સહુને હોય, ધન્ય દાસી કહે સર્વે કોય. ૨
શોક ગભરાટથી પદ્મા જોય, પોતાને વશ ઉપાય નોય;
મોટી ચીંતાએ ઘેરાણી ઘણી, શી ગતિ થશે આ દાસી તણી. ૩
થઈ વિસ્મય સૌ સાથ ભાળે, ઋષિ સામું તાકીને નિહાળે;
પરીણામનો રાખી ઉચાટ, ઋષિ બોલ્યાની સૌ જુવે વાટ. ૪
ઋષિ કરશે શું ઝેરની દૃષ્ટી, કે શું કરશે અમ્રતકેરી વૃષ્ટી;
બોલ્યાં સૌ વધતાં આતુરતા અતિ, દેજો દ્વિજને સન્મતિ જગપતિ. ૫
થોડી વારે વિચારીને મુન્ય, બોલ્યા દાસી તમને ધન્ય ધન્ય;
ખરી હિંમત તમે દર્શાવી, જગમાં વિરલી દાસી હશે આવી. ૬
મેં કૃતજ્ઞતા તમારી જાણી, માનું તમને ખરેખરી શાણી;
સાથે રાખ્યાનું દીધું વચન, જ્યાંસુધી માનશે મારૂં મન. ૭

તવ હરખેં ઉઠી બંને દાસી, ગઈ સર્વેની સઘળી ઉદાસી;
રાજા રાણીને ધીરજ આવી, કૈંક વેદના મનની શમાવી. ૮
પછી પદ્મા ઉપર મૂકી હાથ, બાઈ સુખી થજે ઋષિ સાથ;
સુગુણા સુપ્રભાને ભળાવી, સારી શીખ દેઇને વેળાવી. ૯
ચાલ્યા આગળ ઋષિ આચારી, વાંસે સદ્‌ગુણી પદ્માકુમારી;
દાસી બન્ને ચાલી પડખે હરખે, માતતાત ઉભાં ઉભાં નરખે. ૧૦
જાળવી જુક્તિ કરીને સારી, હળૂવે નદીનાં જળથી ઉતારી;
પાછી આગળ થઈ કુમારી, રહ્યા ઋષિ પાછળ તપ ધારી. ૧૧
ચાલી ચોંપથી ડગલાં ભરતી, ઝટ ચાલો હવે એમ કરતી;
આણી મેર જુવે રાજા રાણી, વહે નેત્રેથી પ્રેમનાં પાણી. ૧૨
નદી ઉતરીને કાંઠો વટાવ્યો, લીધો મોટો મારગ મન ભાવ્યો;
છેટું પડતું ગયું જેમ જેમ, માંડ્યું ચડવા ટીંબે તેમ તેમ. ૧૩
જ્યાંસુધી એમ નજરે દેખાયાં, ફણાભર થતાં પણ રે જણાયાં;
ત્યાંસુધી જોયાં આતુરતાએ, કોને મુખે ન ચેન જણાએ. ૧૪
પેહેલાં પુત્રી અદર્શન થઈ, પછી દાસી બે દેખાતી રહી;
ઘણેસુધી ઋષિનો મુગટ, દેખાયા કર્યો જે હતો ઘટ. ૧૫
અગોચર થયો તે છેલ્લી વારે, ખિન્ન ચિત્તે વળ્યાં સહુ ત્યારે;
એક બીજાની સામું ન જોય, ચાલ્યા જાય ને અંતર રોય. ૧૬
ભૂખ્યા તરસ્યા ઉજાગરાવાળા, વળી હતા સહુ પગપાળા;
માર મારના વૈશાખી તડકા, આવે લૂના બળૂબળ કરતા ભડકા. ૧૭
માંડ માંડ પોચ્યા ગામ માંય, રાજા રાણી સ્વમ્હેલમાં જાય;
પુત્રો પ્રધાન ને બીજા જંન, જેનાં શિથિલ થયાં હતાં તંન. ૧૮
રોંઢાસુધી કરી દોડાદોડ, કાંઈ લાગવા દેવા ન ખોડ;
વીલે મોઢે ગયા સહુ ઘેર, વીત્યા વિત્યો સહુ એણી પેર. ૧૯
કહે કૃષ્ણ શુણો રાધા સતી, એમ પદ્મા પરણ્યાં વૃદ્ધ પતિ;
વદે વસિષ્ઠ શૂણો નગરાજ,[1] એ વિધ પદ્મા આપી નિજરાજ. ૨૦
વિત્ત સુત ધરા ધામ બચાવ્યું, તે સવિસ્તર તુજને શૂણાવ્યું;
તેમ માન મારૂં પર્વતેશ,[1] હોય નસીબ જો તારાં બેશ. ૨૧
આપ શિવજી ને પાર્વતી પ્રીતે, રાખ સુત વિત્ત રાજ્ય સુરીતે;
નતો પસ્તાવો પાછળ થાશે, જ્યારે પુત્રી સોતું સહુ જાશે. ૨૨

૧ પર્વતનો રાજા–હિમાલય.

વલણ.

પુત્રી સોતું જશે સહુ, પસ્તાવો વળતી થશે;
કહે શંકર શ્રોતાં શુણો, પર્વતને દીલ શું વસે.

---

## કડવું ૩૦ મું.

### અનરણ્યે ઘેર આવીને શું કર્યું તથા પદ્માકુમારીની હવે પછીની હકીકત હિમાલય વસિષ્ઠમુનિને પૂછેછે. વસિષ્ઠ પ્રથમ અનરણ્યની હકીકત કહેછે.

ચોપાઈની સર્વ ઢબમાં ગવાયછે.

કહે પર્વત હો ઋષિરાજ, કહ્યું આખ્યાન અદ્‌ભુત આજ;
પણ મારૂં ન ચિત્ત ધરાય, હજી સાંભળવા લલચાય. ૧
અનરણ્યે પુત્રીને વોળાવી, પછી શું કર્યું નિજ ઘેર આવી;
વળી પદ્મા ઋષિ સાથ જઇને, ધાર્યો ધર્મ શું સાસરે રૈને. ૨
તે શી રીતે રહી વનમાંય, વેઠયાં સુખ કે દુઃખ સ્વકાય;
બંને દાસીનું શુ થયું ત્યાંય, તે વરી કે વરી નહિ કયાંય. ૩
ઇત્યાદિ મારા સંશય ટાળો, હે વસિષ્ઠ ગુરૂજી કૃપાળો;
કહે વસિષ્ઠ ધન્ય રાજંન, સતી કથામાં પ્રોવાણું મંન. ૪
સતી ધર્મ પાવન કરે કાયા, ધર્મ રાજે જેના ગુણ ગાયા;
તે કથામાં થઈ તને પ્રીતિ, યમયાતના જાણ તેં જીતી. ૫
એક ચિત્તે સાંભળ નગાધીશ, રાજા ગયો ખરો ઘરદિશ;
પણ રે! ઘર લાગ્યું સ્મશાન, લાગ્યું ભોજન ઝેર સમાન. ૬
પુત્રી વિજોગથી અકળાય, ચિત્તે સંકલ્પ વિકલ્પ થાય;
આખી રાતમાં ઊંઘ ન આંખે, શૈય્યામાં સૂતાં નીશાસા નાંખે. ૭
મારી પુત્રીનું શું થશે વનમાં, ચાલવાનું નથી જોર તનમાં;
ઘણી મેહેનતે ઉતરી નીર, કુમળું કેમ ટકશે શરીર. ૮
કેમ સ્હેશે વર્ષા શીત તડકા, એમ ઉરમાં અડે અતિ થડકા;
ઈત્યાદિ આખી રાત વિચાર, કરતાં આખર થયું સવાર. ૯
ત્યારે ઉઠી સભા મોટી ભરી, તેડાવ્યા સહુ સભ્યોને ફરી;
પછી પદ્માના કે'વા પ્રમાણે, બોલાવ્યા વિપ્રોને તેવે ટાણે. ૧૦

ગાય ઘોડા હાથી રથ ભેંશ, દીધાં દાંનમાં સર્વે અશેષ;
ધન ઝવેર ભૂષણો એમ, રાખ્યાં કોષમાં કુશળ ક્ષેમ. ૧૧
લીધું સર્વે પુત્રોનું વચંન, આ અનામત પુત્રીનું ધંન;
રાજ વંશમાં એ છે અગ્રાજ,[1] સર્વે રાખજો પુત્રીને કાજ. ૧૨
પછી દોરેલી દાસી બોલાવી, શોક રોષે ભરી સહુ આવી;
પડશાળ પાસે બેસરાવી, સોળસેં ને સાથે સમજાવી. ૧૩
આપી ધીરજ ધારણા રાખી, મારી કરણીના ઈશ્વર સાખી;
તમે હઠ કરી ખસ્યાં ન જ્યારે, મારી ધકેલી હઠાવ્યાં ત્યારે. ૧૪
એવિના નોતો બીજો ઉપાય, તમે વિચારો અંતર માંય;
રાજનાં છોરૂ મૂળથી તમે, રાખશું સતતિ વત અમે. ૧૫
મારે મન તમે પદ્મા છો સહુ, તમારૂં હિત સર્વથા ચહું;
તમને જોઇને મનડું વળાશે, જાણે પદ્મા વસે મારી પાસે. ૧૬
મને પદ્માકુવરીએ તમારી, ભળામણ દીધી છે હિતકારી;
તે તમોને કરીને ઝાહેર, આજ્ઞા આપુંછું ઉલ્લટ ભેર. ૧૭
આજથી તેરમે દી, લગંન, સોળસેંનાં સાથે એક દંમ;
ધાર્યાં કરવા અમે સુવિચારી, કન્યાદાન દેશું નર નારી. ૧૮
અહો પુત્રી રાજી થાઓ મારી, આજથી અમે કરશું તૈયારી;
તમે ખોળજો મન ગમ્યો કંથ, જેથી ઉતરો ભવાર્ણવ પંથ. ૧૯
જે જેની સાથે કરવા લગંન, અમને દરસાવશે નિજમંન;
તેનો તે વર સાથે વિવાહ, કરશું રાખી ઘણો ઉત્સાહ. ૨૦
બીજી માટે અમે ખપ થકી, ખોળશું વર સુંદર નકી;
તમારી જીવિકાનો વિચાર, કરી રાખ્યો છે મૂળથી સાર. ૨૧
તમારે માટે મોટાં સુંદર, ચણાવીશું સગવડ પડતાં ઘર;
એક એકના નોખા અવાસ, ડેલીબંધ કરાવીશું ખાસ. ૨૨
તેમાં રેજો સુખે સહુ શાણી, રાજ તરફ ખરો પ્રેમ આણી;
ચિંતા દૂર કરો મનમાંની, ભલી દાસીઓ રે પદમાની. ૨૩
હવે જાઓ તમે નિજ ઘેર, તેડાવીશું દીવસ વિત્યે તેર;
પછી દશ સહસ્ર સુધીર, પુત્રી સાથે જતા હતા વીર. ૨૪
તેને તેડાવી ધારણા દીધી, અને જીવાઈ બમણી કીધી;
તમે રે'જો મારા પુત્રો પાસ, થઈ વિશ્વાસુ ને ખરા દાસ. ૨૫

---

૧ ન લેવા જેવું–ન વાપરવા જેવું.

સહુ ચિંતા તજી રાખી ધીર, સુખ ભોગવો પદ્માના વીર;
એવે થાળી વેળા થઈ જાય, ત્યારે કચેરી બરખાસ થાય. ૨૬

વલણ.

થાળી વેળા થઈ જતાં, કચેરી થઈ બરખાસ રે;
કહે શંકર પણ રાયને, કયાંય થતી નથી હાશ રે.

## કડવું ૩૧ મું

### પુત્રીના વિયોગથી અનરણ્ય રાજા ઝૂરેછે, અને એક દિવસ સભામાં ભક્તની મંડળીને બોલાવેછે.

ચોપાઈના સર્વે રાગમાં ગવાયછે.

કહે કૃષ્ણ શૂણો રાધા સતી, નગને કહે અરૂંધતીપતિ;
રાજાને મન કયાંય ન હાસ, દિનરાત રહેછે ઉદાસ. ૧
વિધ વિધનાં કરીને ભોજંન, ખટરસમય સ્વાદિષ્ટ અન્ન;
ભાવે ભાણામાં જોકે પીરસાય, તથાપિ રાજા ભાવે ન ખાય. ૨
મોજ શોખ ગાન તાન ત્યાગ્યું, સુખ સંસારનું ખોટું લાગ્યું;
રંગમેહેલ બગીચા કે બાગ, જોતાં ઉપજે અંતર આગ. ૩
સુખ સાધન સર્વે અકારાં, સગાં સુત વિત્ત લાગે ન પ્યારાં;
એમ દિવસ ગયા જવ તેર, બોલાવી દાસી સૌ નિજઘેર. ૪
મોટો મંડપ કરી મેદાન, દીધાં સોળશેંને કન્યાદાન;
રાચ રચીલાં ને ધન માલ, આપી સૌને કર્યાં ન્યાલ ન્યાલ. ૫
જેમ પુત્રીને આપે પૂરત, તેમ આપી શોભીતી સંપત;
તોય પણ રાજાનો જીવ હેઠો, દેહમાં સુખ સાથ ન બેઠો. ૬
પુત્રીની રમ્યા જમ્યાની વસ્ત, જોઈ થાય અતિ શોકગ્રસ્ત;
સૂવા બેઠાની જગ્યા નિહાળે, રાજા અઢળક આંસુડાં ઢાળે. ૭
મનમાંહેનું માંહે મૂંઝાય, કલેજામાં કાંઇ કાંઇ થાય;
ઘડી ઘડી મૂકે મોટી હાય, હરિ હરિ હવે રે!! શું થાય. ૮
મારૂં કોમળ કરમાશે ફૂલ, થાશે ભસ્મ સુરલ અમૂલ;
મારી કંચન વેલ સૂકાશે, મારૂં વાલું મોતી વણસી જાશે. ૯

ફરી મળવાની મુજને ન આશ, દેખું સ્વપ્નામાં દુષ્ટ આભાસ;
એમ પળપળમાં કરે શોક, લાગે દુશ્મન હસમુખા લોક. ૧૦
રાજકાજ ગમે નહિ કરવું, બોલવું ચાલવું લાગે વરવું;
વાર વાર મૂકેછે નિઃશ્વાસ, હાહા હર્ષની હવે શી આશ ૧૧
રાજાની દશા એવિધ જોઈ, ચિંતા કરવા લાગ્યું સહુ કોઈ;
ડાહ્યા લોકો અતિ કચવાય, રખે રાજા વિકળ[1] બની જાય. ૧૨
શત પુત્રો રહી સાવધાન, પ્રતિપળે સેવેછે રાજાન;
રખે અસાંગળો કરી રાય, કયાંક જોખમે પોતાની કાય. ૧૩
એમ ધારી પાસેથી ન ખસે, અરે રાયનું હવે શું થશે;
રાજપત્ની[2] ઘણી ગભરાય, મારા નાથને શે સુખ થાય. ૧૪
સુખના સૂજ્યા જે જે ઉપાય, તે કરી ચૂકી હું સઘળાય;
ફળ વળે ન રાયને લેશ, ઉલટો વધે અંગમાં કલેશ. ૧૫
રાજા ક્ષીણ થતા થતા જાય, જેમ વદીની ચંદ્રકળાય;
એથી રાણી અતિ અકળાય, તેને કલેજે કંઈ કંઈ થાય. ૧૬
એક દિવસ ભરીને કચારી, રાજા બેઠો હતો મનમારી;
એટલામાં મહાભક્તજંન, મંડળી મળી કરતા ભજંન. ૧૭
ગોખ નીચે ચાલ્યા ચાલ્યા જાય, રાયનું ચિત્ત તેમાં દોરાય;
ધન્ય આવા વિરક્ત જનોને, રાગ-દ્વેષ ન જેના મનોને. ૧૮
બ્રહ્માનંદમાં સર્વદા લીન, કોય કાળે દેખાય ન ખિન્ન;
ભય શોક ચિંતા નહિ તંન, જેનું બ્રહ્મથી જોડાયું મંન. ૧૯
રાજા બોલ્યો ઉભા કોઈ થાઓ, સઘ ભક્તો આગળ કોઈ જાઓ;
કાલાવાલા કરી સમજાવો, અતિ આદરે અહિં બોલાવો. ૨૦
ગયા તૂર્ત નીચે દાસ ચાર, લાવી પધરાવ્યા સભામોઝાર;
રાયે વિધિવત્ પૂજન કરી, શુભ આસને બેસાડયા ફરી. ૨૧
કર જોડીને કરેછે વિનતિ, સાધુ મૂઝાણી છે મારી સુમતિ;
કાંઈ ઉપદેશ એવોજ આપો, મારો સૌ મટે મનનો કળાપો. ૨૨
વળે શાંતિ મળે કાંઈ જ્ઞાન, અંગથી જાય સૌ સ્વાભિમાન;
પછી ભક્તે ઉપાડયું ભજંન, જેથી સંસારથી ઉઠે મંન. ૨૩

---

૧ ઘેલા. ૨ રાજાની રાણી.

### વલણ.

ભક્તે ભજન ઉપાડીયું, જેથી સંસારથી ઉઠે મંન રે;
કહે શંકર એક ચિત્તથી, શૂણો સૌ શ્રોતાં જંન રે.

---

## કડવું ૩૨ મું.

### ખોટા સંસારવિષેનું ભક્તલોકો ભજન ગાયછે.

**પદ**—જૂઠી જૂઠી રામ માયા ગુલાબી રંગ લગાયા; એ રાગ—

ખોટો ખોટો ભવનો ખેલ, મનવા મિથ્યા ગર્વજ મેલ;
સાચા ભજો નિરંજનનાથ, અંતે કોઈ ન આવે સાથ. ટેક.
માણસનું કૃત ફોકટ જાણો, ખરૂં કરે કીરતાર;
ખોટી વસ્તુ ખરી કદી પણ, અરે નથી થાનાર. ખોટો૦ ૧
જગ રચના સહુ નાટકમાં જ્યમ, સગાં સહોદર થાય;
અંતે સર્વે વેશ ઉતારી, સૌ સૌને ઘર જાય. ખોટો૦ ૨
સ્વપ્ન સરીખી માયા જગની, વગર ભરોસાદાર;
પ્રીતિભાવે પ્રોવા નારો, છેવટ થાય ખુવાર. ખોટો૦ ૩
મૃગજળ કે ગંધર્વનગરનો, દૂર દેખી આભાસ;
મૂરખ ઇચ્છે એ લેવા પણ, આખર થાય નિરાશ. ખોટો૦ ૪
ગામ ગરાસ મુલકો વળી, મેળવ્યું દ્રવ્ય અપાર;
તે તજી અંતે જવું એકલું, ખમવો જમનો માર. ખોટો૦ ૫
હાક મારતાં લાખ જન, હાજર થતા હજૂર;
એ પણ ચાલ્યા એકલા, ભાઈ, તજી સૈન્યનાં પૂર. ખોટો૦ ૬
મખમલની શૈય્યામાં સૂતા, ઉત્તમ ચણીને મેહેલ;
પાય ઘસડતા દીઠા છત્રપ[1] પૃથ્વીપર સૂતેલ. ખોટો૦ ૭
ઘૃત પય શાકરથી નિપજાવી, ભોજન જમતા જેહ;
તે જનને જાવું જમ આગળ, ભૂખે તરશે દેહ. ખોટો૦ ૮
હીરા માણેક મોતી પેરે, સોના રૂપા સાર;
મશરૂ જરીનાં કપડાં પેરે, અંત જવું જમદ્વાર. ખોટો૦ ૯

---

૧ રાજા.

જૂઠા બાંધવ જૂઠા સ્નેહી, જૂઠી માયા જાણ;
શત્રુની ટોળી થઈ રે'શે, જ્યારે જાશે પ્રાણ. ખોટો૦ ૧૦
તાત ભ્રાત સ્નેહી સુત સર્વે, ખાવા મળતા ગેહ[1];
અંતે સૌ એકા મળી તારો, બાળી દેશે દેહ. ખોટો૦ ૧૧
ધન લૂંટે' જનને પીડી તું, કયા ભવ માટ અથોક;
જમડા ધોકા ધરશે ત્યારે, કોઈ ન શૂણુશે પોક. ખોટો૦ ૧૨
સુર માનવ ગ્રહ વશ કરી ગર્વે, ચૌદ ચોકડી રાજ;
દુષ્ટ રાવણે ભલે કર્યું પણ, આખર થયો તારાજ. ખોટો૦ ૧૩
હિરણ્યકશિપુ દુર્યોધન બળી, બળીયો બાણાસુર;
અજ્ઞપણે ઉપાધિ કરી થયા, આખર મોત હજૂર. ખોટો૦ ૧૪
આખી પૃથ્વીનું ધન નંદે, કર્યું ભેગું શી પેર;
કેમ ગયું તે પલક વારમાં, કેર થયો ઘેર ઘેર. ખોટો૦ ૧૫
શંકરનું કોઈ કહ્યું કરો તો, મમતાનો કરી ત્યાગ;
હરિસંગ સૌ હેત કરો સદ્-ગુરૂ ચરણ અનુરાગ. ખોટો૦ ૧૬

વલણ.

ગુરૂચરણ અનુરક્ત થઈ, હરિસંગ પ્રીતિ કરો;
શાસ્ત્રાધાર શંકર કહે, ભવસાગર નિશ્ચે તરો.

---

## કડવું ૩૩ મું.

### રાજાને વૈરાગ્ય ઉપજેછે, એટલામાં કોઈ બે દુઃખણી સ્ત્રીઓ ડોઢીપર આવેછે, તેને ઇનસાફ આપવાના સંબંધમાં થોડીક રાજનીતિ.

ચોપાઈના સર્વે રાગમાં ગવાયછે.

કહે કૃષ્ણ શુણો રાધા સતી, નગને કહે અરૂંધતીપતિ;
શુણી ભજન ને ઉપનો વૈરાગ, વીતરાગીનાં પૂરણ ભાગ્ય. ૧
જ્યાંસુધી ઉપાધી નથી છોડી, જ્યાંસુધી પ્રીતિ વૈભવે જોડી;
મમતાનો કર્યો નથી ત્યાગ, જ્યાંસુધી માયામાં અતિ રાગ. ૨

---

૧ ઘેર.

આરૂ નરનું ભલું ભુંડું જોવું, જ્યાંસુધી ઇચ્છિત વસ્તુમાં મો'વું;
છોડયાં નથી પ્રીતિ અને દ્વેષ, ત્યાંસુધી સુખ સ્વપ્ને ન લેશ. ૩
વિચારી તુર્ત મન ગાંઠ વાળી, સદ્ય નીકળવું જોઇએ ચાલી;
પછી સાધુને વિનતિ કરી, કરો સુખુ ભોજન ભાવ ભરી. ૪
એવે પોળીએ દીધા ખબર, કો બે સ્ત્રી આવી છે દોઢીપર;
લાગેછે મોટી દુખની પ્રતિમા, અંગે ઉઝરડાની ન સીમા. ૫
આંખો રોયલ રાતી અતિશે, કોઈએ મોકમ મારેલી દીસે;
અસ્થિ ભાંગેલ મુજને જણાયાં, દીસે રૂધીરે ખરડેલી કાયા. ૬
મૂળદેહનું અદ્દ્ભુત રૂપ, પણ હાલ તો લાગે વિરૂપ;
આવી છે કરવા ફરીયાદ, રાજા પાસેથી ઇચ્છવા દાદ. ૭
હોય હુકમ આંહિં બોલાવું, ન તો પાધરે પંથ પળાવું;
રાજા બોલ્યા સ્વધર્મ વિચારી, કોણ પીડેછે દુર્બળ નારી. ૮
મારી બીક રૈયતમાં શું મટી, અથવા તપબળ ગયું ઘટી;
મારો પ્રતાપ શું થયો અસ્ત, કે મારી સત્તા થૈ અસ્તવ્યસ્ત. ૯
મારી મર્યાદા રાખેન લોક, એથી શું બીજો અદકેરો શોક;
મારી હાકેં હડબડતું બ્રહ્માંડ, પાપ કરી શકે ન કો દાંડ. ૧૦
ત્યારે કોણ એવો જાગ્યો પાપી, કોણે અબળા જાતિને સંતાપી;
રાજા છતાં રૈયત દુઃખ સહે, ધિક રાજાને સૌજન કહે. ૧૧
મારૂં તેજ થયું શું રે ઝાંખું, અપરાધ એનો નહિ સાંખું;
રાજા છતાં આપે નહિ ન્યાય, તો પછી કોણ રાજાને ચ્હાય. ૧૨
આંહિં તેડી લાવો ઝટ દાસ, તેનો પૂર્ણ કરૂં હું તપાસ;
અપરાધીને છોડવો નથી, સહુ દેખતાં કહું છું કથી. ૧૩
અપરાધી છોડે રાજા જેહ, પડે રૌરવ નર્કમાં તેહ;
અપરાધીને જો માફી હોય, પાપ કરતાં બીએ નહિ કોય. ૧૪
અપરાધી બચે જગમાંય, તો અધર્મની રે' ન સીમાય;
ધોળે દાહાડે ખાતર કૈક પાડે, પાપી કામી ચાલે પંથ આડે. ૧૫
થાય વિશ્વાસઘાતી અનેક, કોઇ થાપણ ઓળવે છેક;
વ્યવહાર સંસારનો તૂટે, લાલચુ સ્વામીથી કૈક ખૂટે. ૧૬
સબળાં નબળાંને સંતાપે, કોઇ ધર્મ તણી ધજા કાપે;
કૈક ખૂન કરંતાં ન ડરે, કૈક દુષ્ટ વિચારમાં ફરે. ૧૭

એથી અંતે ડૂબે આખું રાજ, સર્વે રૈયત થાય નારાજ;
રાજા આપે ન જો સત્ય ન્યાય, તો તેનો વંશ નિર્મૂળ થાય. ૧૮
રાજાને ન્યાય કરવા સ્થાપેલ, એવું વેદ પુરાણે કહેલ;
રાજાને ન્યાય કરવા અગત્ય, માટે જૂવો કરૂં કેવો સત્ય. ૧૯
મારા પુત્રો સહુ રાખો સુર્ત, શી રીતે સપડાવુંછું ધૂર્ત;
સહુ સભા જો જો અવધારી, ન્યાય કરવા તણી રીતિ મારી. ૨૦

### વલણ.

જો જો ન્યાય આપ્યા તણી, રીતિ મારી જંન રે;
કહે શંકર શ્રોતાં શુણો, સતી કથા પાવંન રે.

---

## કડવું ૩૪ મું.

### સુગુણા સુપ્રભા પોતાની તથા પદ્માકુમારીની રસ્તાની હકીકત કહેછે.

ચોપાઈના સર્વે રાગમાં ગવાયછે.

કહે કૃષ્ણ શૂણો રાધ્રા સતી, નગને કહે અરૂંધતીપતિ;
રાજા ઘણા આતુર જણાય, તેની કમકમે સાબદી કાય. ૧
અરે અબળાને કોણ સંતાપે, મારૂં અંતર તપેછે આપે;
મારૂં ઉકળેછે અંગ રૂધીર, આવે ફરીઆદી તો આપું ધીર. ૨
મારે કરવું છે એવું આવાર, કે બને નહિ ગુન્હા કો વાર;
ત્યાં તો બે સ્ત્રીઓને લાવ્યો દૂત, જેનો દેખાવ અતિ અદ્દભુત. ૩
શામળું તડકાથી અતીશે, મુખપંકજ કરમાયું દીસે;
મેલાં વસ્ત્ર આખો દેહ મેલો, જાણે હોય જિવિત દિન છેલો. ૪
ધ્રુજતી કાંપતી શ્વાસ ભરતી, સભામાં આવતાં જાણે ડરતી;
માર ખાધેલ લાગે અતીશે, હાડ ભાંગી ગયાં જાણે દીસે. ૫
મોટી પોટલી મૂકીને હેઠી, રાજા સામે રૂદન કરતી બેઠી;
'સહુ સભાસદે એક દમ, આપ્યું ધ્યાન પેલી સ્ત્રીઓ ગમ. ૬
સભા વિસ્મય થૈ અતિ ભારે, સહુ તાકી તે ગમ દૃષ્ટિ ધારે;
આ તે આશ્ચર્ય કેવું કેવાય, શું સોંણાનો દેખાવ દેખાય. ૭

રાજા એકી નજર થકી જોય, આ બે સ્ત્રીઓ આહિં કયાંથી હોય;
કહે સૌ આ તે શું સમજાય, શું ઋષિએ કર્યો રે અન્યાય. ૮
સુગુણા સુપ્રભા કયાંથી આહિં, શું થયું હશે પદ્માનું ત્યાંહિં;
રાજા પૂછે ભયાતુર થઈ, મારી પદ્મા અરે! રે! કયાં ગઈ. ૯
આવી એકલી મૂકીને કેમ, મારૂં અંતર દાઝેછે એમ;
તમોને આવડી કોણે મારી, કેમ વિવ્હળ થાઓ કુમારી. ૧૦
શું કો લૂંટારે વાટમાં લૂંટી, કે શું રીસ કરી વિપ્રે કૂટી;
મારી પદ્માને કયાં મૂકી આવી, મને વાત કહો સમજાવી. ૧૧
બોલો બોલો ખરેખરી વાણ, મારા આતુર થાયછે પ્રાણ;
બોલી સુગુણા થઇને ખિન્ન, લેખી પદ્માએ અમોને ભિન્ન. ૧૨
સાત દિવસ રહ્યાં અમે સંગે, ચાલ્યાં કઠિન ધરામાં ઉમંગે;
શાસ્ત્ર વિવાદ વાટમાં કરીએ, ઋષિની મરજી અનુસરએ. ૧૩
સૂર્ય ઉદય થતાં નદી આડી, અનાયાસે મળે તેમાં દાડી;
રોકાતાં ઘટી બે નિત્ય[1] કરવા, પાછાં મંડતાં પથ[2] અનુસરવા. ૧૪
વનફળાદિ વાટે સંઘરતાં, બપોરે નિત્ય[3] પ્રાશન કરતાં;
નદી કૂપ કે શુદ્ધ તડાગે,[4] પાણી પીતાં જ્યારે તૃષા લાગે. ૧૫
રાતે વૃક્ષ નીચે વાળુકામાં, કિંવા ખડ પાથરી મૃત્તિકામાં;
થોડે દૂર સૂતાં રોજ અમે, વાંધો પડયો નથી કોય સમે. ૧૬
હવે શૂણો વાંધાનું કારણ, રાજા રાખજો હૈયે ધારણ;
જુદાં પડયા પછી કોશ એક, ચાલ્યા પછી થાકયાં પદ્મા છેક. ૧૭
ચાલતાં લેવા માંડયાં લડથડીયાં, બેકવાર જમીપર પડીયાં;
પાણી વિના પડયો શોષ મુખે, આખું અંગ સૂળી જેવું દુખે. ૧૮
પણ અમને ન કાંઈ જણાવ્યું, સહુ અંતરમાંજ શમાવ્યું;
અમે કહીએ વિસામાનું જ્યારે, સદ્ય પો'ચવાનું કહે ત્યારે. ૧૯
કોઈવાર ઉત્તર એવો આપે, ટેવ પડતાં સારૂં થશે આપે;
દાસી ચિંતા તમે નવ કરો, મારે માટ ઉચાટ ન ધરો. ૨૦
આશ્રમે ઝટપટ પોચી જઇએ, તો પછી નથી ફિકર કંઇએ;
પછી સામટો વિશ્રામ લેશું, ઋષિરાજની સેવામાં રેશું. ૨૧
એમ કરતાં ગયા દિન સાત, વટઝુંડમાં કાઢવા રાત;

---

૧ પ્રાતઃકાળનું રોજનું બ્રાહ્મણનું કર્મ. ૨ માર્ગ. ૩ રોજ. ૪ તળાવે.

સમી સાંજમાં સાથરા કરી, બેઠાં પાસપાસે અમે ફરી. ૨૨
એવે દીઠા પદ્માજીના પાય, સૂણી થાંભલા જેવા જણાય;
વહે આંગળામાં થકી લોહી, ખેદ પામ્યાં અમે એવું જોઈ. ૨૩
અમારૂં મુખ દેખીને ચેતી, ઢાંકયા ચરણ શરમના ભેથી;
વળી ચીવટથી બોલી એમ, ઋષિ જાણે નહિ વાત જેમ. ૨૪
ખબડદાર ન બોલવું કાંઈ, વાત રાખવી પેટની માંહિ;
થોડા રોજમાં રૂઝાશે સહુ, વેદના નથી મુજને બહુ. ૨૫
પણ અમે ઉતાવળાં થઈ, બધી વાત ઋષિજીને કહી;
વળી અરજ કરી અમે એક, ઉતાવળ કરવી ઘટે ન છેક. ૨૬
થોડા રોજ રહો ઋષિ આંય, પગ પદ્માના કાંઈક રૂઝાય;
ઋષિ કહે કરીશું ઘટીત, તમારે એમાં ધરવું ન ચિત્ત. ૨૭
તમારે બોલ્યાનો અધિકાર, મારી આગળ નથી લગાર;
તમને કોણે શીખવ્યું આજ, મને કેતાં શું રાખો ન લાજ. ૨૮
જાણી તમારી પદ્માની રીત, રહો દૂર ઇચ્છો તમ હિત;
અમે બોલ્યાનું હજી કરત, પણ વારી પદ્માએ તરત. ૨૯
અમે સઘ ત્યાંથી દૂર ગયાં, બીજા વૃક્ષ નીચે જઈ રહ્યાં;
અધરાત સુધી થયા ઉચાટ, પછી નિદ્રાએ વાળ્યો રે? દાટ. ૩૦

**વલણ.**

વાળ્યો દાટ નિદ્રા દેવીએ, શું કહીએ રાજાન રે;
કહે શંકર શ્રોતાં શૂણો, પવિત્ર પદ્માખ્યાન રે.

---

## કડવું ૩૫ મું.

**સુગુણા સુપ્રભા પોતાની પ્યારી પદ્માનો કેમ વિયોગ થયો તે સંબંધી ખેદયુક્ત સમાચાર કહેછે. તથા કાગળ અને ઝવેરની પોટલી આપેછે.**

ચોપાઇના સર્વે રાગમાં ગવાયછે.

કહે કૃષ્ણ શૂણો રાધા સતી, નગને કહે અરૂંધતી પતિ;
વદે સુગુણા ગદગદ સ્વરે, રાજા શ્રોત્રે[1] આતુર થઈ ધરે. ૧

---

૧ કાને.

અમને કાઢયાં ઋષિજીએ છેટે, ત્યાં સૂતાં વૃક્ષ હેઠળ હેઠે;
ખટ રાતનાં જાગણું કીધાં, તાપ તડકો ને લૂ મસ પીધાં. ૨
એથી ઉંઘતું ફાવ્યું રે! બળ, છેતરી અમને કરી છળ;
સૂર્ય ઉદય થતાં અમે ઉઠયાં, ત્યાં ખરેખરાં કિસ્મત ફૂટયાં. ૩
પોઢયાં હતાં જ્યાં પદ્મા ને મુન્ય, દીઠું તે સ્થળ સાબદું શૂન્ય;
હાક મારી ખોળ્યાં ચારે પાસ, રોતાં રોતાં થઇને ઉદાસ. ૪
જોયાં વાટ ઘાટ નદી નાળાં, પાછાં વળ્યાં બધેયથી ઠાલાં;
ડુંગરા ટેકરા મોટી ખોય, ખોળી વળ્યાં જડયું નહિ કોય. ૫
ઝાડી ઝાંખરાંમાં ઝરડાયાં, ફર્યાં વનમાં થઈ રઘવાયાં;
વાગ્યા કંકર પગ તળવાયા, વળી કંટકે વીંધાણી કાયા. ૬
ખોળવામાં રાખી નથી મણા, થાકી લોથ થયાં બેઊ જણાં;
પછી મૂળ સ્થાને આવી બેઠી, ત્યાં આ પોટલી પડેલી હેઠી. ૭
તે ઉપાડી છોડી જોઊં જેવે, દીઠાં વસ્ત્રાભૂષણ સહુ તેવે;
વારણા ન રહી અમ ધડે, કારમાં કલેજાં ફડફડે. ૮
જોઈ બેનનો આખો પોશાગ, રોમ રોમે પ્રગટ થઈ આગ;
પેર્યું શું હશે બેને શરીર, બીજાં સાથે હતાં નહિ ચીર. ૯
એવે દીઠા બે પત્રો પડેલ, એક ખુલ્લો ને બીજો બીડેલ;
હતો ખુલ્લો તે અમ બેને નામે, બીડેલો રાજાને શિરનામે. ૧૦
વાંચી પત્ર પડયાં દુઃખ દરીએ, હાહા દૈવ કર્યું શું રે હરીએ;
એ વખતનું અમારૂં સુદુઃખ, કહી શકે ન સહસ્રમુખ. ૧૧
રાગીતું દુઃખ રાગીજ જાણે, વૈરાગી મન અંદેશો આણે;
સૂર્ય દુઃખે કમળ કરમાય, તે શું જાણે નિશાચર કાય. ૧૨
વીંછીની વેદના કયાંથી જાણે, જેને કરડયો નથી કોઈ ટાણે;
ઋતુ ગ્રીષ્મ બપોરી વેળાએ, ઉષ્ણ રેતીમાં જન જે પીડાએ. ૧૩
તેની પીડા જળ જંતુ શું જાણે, જેને જળમાં રે'વું સહુ ટાણે;
અમારો જીવ ગયોજ હોત, જો આ પત્રો મળ્યા નહિ હોત. ૧૪
સંદેશો દેતાંસુધી તમોને, બચાવ્યાં છે પત્રોએ અમોને;
એમ કહી બંને આપ્યા પત્ર, પડી પૃથ્વી ઉપર બંને તત્ર. ૧૫
રાજાને પણ મૂર્ચ્છા આવી, બોલતાં મુખે બનનાર ભાવી;
થોડી વારે મૂર્ચ્છામાંથી જાગી, લીધા કાગળ હાથમાં માગી. ૧૬

પદ્માજીના હસ્તાક્ષર જોઈ, રાજા કહે દીવાનને રોઈ;
મારૂં હૈયું ગયું છે ભરાઈ, આંખો આંસુના જળથી ઘેરાઈ. ૧૭
વંચાશે નહિ અક્ષર એક, ડૂચો છાતીમાં ભરાયો છેક;
માટે પત્ર વાંચો મારા વીર, મારે દેહે રે'તી નથી ધીર. ૧૮
મારા દીલમાં લચુ પચુ થાય, મારૂં ઉર અતિ અકળાય;
પછી સહુ સભાની આગળ, વાંચે પ્રધાન પેલો કાગળ. ૧૯

વલણ.

વાંચે પત્ર પ્રધાનજી, સૌ સાંભળતાં ત્યાંકને;
કહે શંકર શ્રોતાં શુણો, સાવધ થૈ એકાગ્ર મને.

---

## કડવું ૩૬ મું.

### પદ્માકુમારીનો લખેલો પહેલો કાગળ.

ગુરૂ ગોવિંદના મહિનાનો રાગ.

સખી મારી પવિત્ર સુજાણ, સાહસ કરૂંછું રે;
બીયાબાન જંગલની માંય, એકલી પહૅરૂં છું રે. ૧
નિર્દોષી તને મારી પ્રાણ, ઉંઘતી ત્યાગું રે;
ડોલતું મૂકી દરીયામાં વાણ, ઓચિંતી ભાગું રે. ૨
જેઓ મારે માટે માત તાત, પ્રેમે પીડાઈ રે;
ત્યાગ્યાં સંસાર સુખ અશેષ, આવ્યાં દોરાઈ રે. ૩
તેને ત્યાગતાં તનડું તળાય, શું કહું દાખી રે;
છાતી ફાટી ચૂરેચૂરા થાય, ઈશ્વર સાખી રે. ૪
પણ વાલી સૈયર હાહા કાંઈ, કારણ કાજે રે;
મૂકવી પડે છે મારા જીવ, અધવચ આજે રે. ૫
ધોખો કરતાં નહિ મારી બેન, માફી બખસજો રે;
પાછાં વળી જજો બાપ ઘેર, ક્ષેમથી વસજો રે. ૬
જોઇ લાયક વરથી લગંન, કરજો વિચારી રે;
સુખી રે'જો સદા એ આશીષ, છેલી છે મારી રે. ૭
વળી ખપ કરી સોંપુંછું કાજ, કરજો તે પ્રેમે રે;
પોટલી અને કાગળ બેય, પોચાડજો ક્ષેમે રે. ૮

વિશ્વાસેં સોંપ્યાં તમ પાસ, સાચવી લેજો રે;
પિતાને મારા પ્રણામ સાથ, હથોહથ દેજો રે. ૯
મારી ચિંતા ન કરશો જરૂર, સાહેલી શાણી રે;
પતિસાથે કરૂં છું પ્રયાણ, હરખે ભરાણી રે. ૧૦

પતિસંગે જતાં મને સુખ, અનહદ થાય રે;
તે શું કરતાં વિદ્યાનો વિનોદ, ઉર હરખાય રે. ૧૧
પતિસંગે વિદેશમાં વાસ, સુખરૂપ લાગે રે;
પતિપાસે રે'તાં દિનરાત, દુખડાં ભાગે રે. ૧૨

મારો પતિ છે પરમપવિત્ર, આનંદ આપે રે;
પૂરે મનના મનોરથ સર્વે, સંકટ કાપે રે. ૧૩
થોડા દિનમાં પ્રવાસનો અંત, સૈયર થાશે રે;
મને કે'છે ભલો મારો કંથ, થાક ખવાશે રે. ૧૪

માટે સૈયર ધારણા ધારી, ધીરજ દેજો રે;
મારા કુશળ સમાચાર સધ, તાતને કે'જો રે. ૧૫
માત તાતને હરદમ ધીર, શુભ રીતે આપી રે;
કચવાવા ન દેશો મંન, સખીઓ કદાપી રે. ૧૬

સમાચાર બીજા લખ્યા પત્ર, તે સહુ કે'શે રે;
વાંચી દીલમાં કરીને વિચાર, અંતરે લેશે રે. ૧૭
તમે જાગશો ત્યારે હો પ્રાણ, મુજને ન જોશો રે;
જાણુંછું હું મારા દીલમાંય, ખરા ખેદે રોશો રે. ૧૮

પણ ભાવિ વિચારી હો બેન, પાછાં વળજો રે;
મારી વાંસે ન પડતાં જરૂર, પિતરને મળજો રે. ૧૯
લખી તંગ તમારા અપરાધ,-માં આવનારી રે;
હેતુ માટે દગો દેનાર, પદ્માકુમારી રે. ૨૦

## વલણ.

શુણી પત્રને પાધરા, પડ્યા ધરણીએ રાય રે;
કહે શંકર શ્રોતાં શુણો, પાવન સતી કથાય રે.



## કડવું ૩૭ મું.

### પત્ર વાંચીને રાજાને મૂર્ચ્છા તથા અપાર દુઃખ થાયછે, તેને ડાહ્યાલોક તથા પ્રાજ્ઞ ગુરૂ સમજાવીને શાંત પાડવા પ્રયત્ન કરેછે.

ચોપાઇના સર્વે રાગમાં ગવાયછે.

કહે કૃષ્ણ શુણો રાધા સતી, નગને કહે અરૂંધતીપતિ;
દોડી આવ્યા ચોમેરથી દાસ, વીંટીવળ્યા તે અનરણ્ય પાસ. ૧
ખંમાં ખંમાં કહે સહુ લોક, રાજા શમાવો અંતર શોક;
હરિ હરિ આ તે કેવું દુઃખ, રાજાને કેમ ઉપજે સુખ. ૨
રાજા દુખમાં ડુબેલોજ હતો, તેને દાસીએ વળી કીધો વત્તો;
કદી દુઃખ ઉણું હશે કંઈ, તે આ પત્રે પૂરૂં કર્યું અહિં. ૩
વજ્ર ઘાની ઉપર બીજો ઘાય, તે પાછો ત્રીજા ઘાથી છૂંદાય;
તેની જેવી પીડા વરતાય, તેવી રાજ અવસ્થા જણાય. ૪
શુદ્ધ બુદ્ધ અરે ઉડી ગઈ, રાજાની દશા વિપરીત થઈ;
સારવાર કરવા માંડી ઘણી, જેમ જીવે મનુકુળ ધણી. ૫
કર્યાં શીતોપચાર અનેક, થોડીવારે જાગૃત થયા છેક;
ડાહ્યા લોકો મળી સહુ ભેળા, કહે કેમ થાઓ રાજા ઘેલા. ૬
કોટી શત્રુ સામે ધરી ધીર, કેમ થાઓ આ વખતે અધીર;
ભડ થઈ ભૂલો કેમ ભાન, કહે પ્રાજ્ઞ ગુરૂ ગુણવાન. ૭
મનોવિકાર એ મોટા અરિ, તેને જીતો નહિ કેમ જરી;
જ્યાંસુધી એઓ નહિ જીતાય, ત્યાંસુધી સુખ સ્વપ્ને ન થાય. ૮
વળી સાંભળો શાસ્ત્રનો સાર, જે છે સકલ જગત સુખકાર;
ગઈ પદ્મા પ્રારબ્ધે દોરાઈ, એમાં ચાલે ન કોયનું કાંઈ. ૯
ઋષિ મુનિ ગંધર્વ અસુર, યક્ષ દાનવ માનવ સુર;
ભાગ્ય સાથે કોનું મગદૂર, નથી ચાલવાનુંજ જરૂર. ૧૦
ભાગ્ય કરે તે કોય ન કરે, આખું વિશ્વ એને અનુસરે;
એમ જાણી વાળો રાજા મંન, શીદ સૂકવો કુમળું તંન. ૧૧

વળી કહું બીજી એક વાત, શુણો ભાવે વૃત્તિ રાખી શાંત;
પ્રીતિ દ્વેષની બે છે પ્રવૃત્તિ, પુણ્યરૂપ[1] કે પાપમાં ગતિ. ૧૨
વળી યોગ તેના ચાર[2] જાણો, હીન મીથ્યાને અતિ પ્રમાણો;
સુષ્ઠુ યોગ ચોથો સુખ દાઈ, પેલા ત્રણ બોલે બે લોકે ભાઈ. ૧૩
પુણ્ય પ્રવૃત્તિથી થાય સુખ, બીજીથી મળે બે લોકે દુઃખ;
હીન મિથ્યા અતિ યોગરૂપ, પ્રીતિ દ્વેષ જે દુખનાં સ્વરૂપ. ૧૪
તેનું સાંભળો કહુંછું કૃત્ય, વિચારી પછી શોધજો સત્ય;
એમ કહીને શાસ્ત્ર વિચારી, પ્રાજ્ઞ ગુરૂજીએ વાણી ઉચારી. ૧૫

વલણ.

વાણી ઉચારે પ્રાજ્ઞગુરૂ, રાજા ધારે સૌ રૂદે;
કહે શંકર પાવન કથા, શુણો ભાગ્ય થાયે ઉદે.

---

## કડવું ૩૮ મું.

### અતિ પ્રીતિ તથા અતિ દ્વેષથી કેવા પ્રકારનાં ફળ મળેછે તેવિષે.

ચોપાઇના બધા રાગમાં.

કહે કૃષ્ણ શુણો રાધા સતી, નગને કહે અરૂંધતીપતિ;
પ્રીતિ દ્વેષ છે દુઃખનું મૂળ, એથી ઉપજે અંગમાં શૂળ. ૧
પ્રીતિ દ્વેષે તણાય જે જંન, તેને સ્વપ્ને ન ચેન તદંન;
પ્રીતિ દ્વેષને ફંદે ફસાય, તેને દીલથી ખસે નહિ હાય. ૨
પ્રીતિ દ્વેષ દીલે રાખે સ્થાપિ, તેને ઉંઘ ન સ્વપ્ને કદાપિ;
પ્રીતિ દ્વેષમાં બૂડે જે જંન, તેનું સ્થિર રહે નહિ મંન. ૩

---

૧ પ્રીતિ અને દ્વેષનો લોકો બે રીતે ઉપયોગ કરેછે તેમાં એક પુણ્યરૂપ કે જેમાંથી સુખ ઉપજેછે. અને બીજો પાપરૂપ ઉપયોગ કે જેમાંથી દુઃખ ઉપજેછે. ૨ વળી પ્રીતિ અને દ્વેષના યોગ ચાર કેહેવાયછે. તેનાં નામ=હીન યોગ, (કોઈ પણ બાબત ઉપર દ્વેષ કે પ્રીતિ કરવીજ નહિ તે.) ૨ મિથ્યા યોગ (પ્રીતિ દ્વેષનો અવળો ઉપયોગ કરવો તે.) ૩ અતિ યોગ (પ્રીતિ દ્વેષનો હદ વગરનો ઘણોજ ઉપયોગ કરવો.) ૪ સુષ્ઠુ યોગ (યોગ્ય રીતે તેનો ઉપયોગ કરવો તે.)

પ્રીતિ દ્વેષ શરીરે ધરાવે, તેને ખાવું સુખે નહિ ભાવે;
દાઝે જે પ્રીતિ દ્વેષને માટ, તેને દીલથી જાય ન ગભરાટ. ૪
પ્રીતિ દ્વેષમાં પ્રોવાય લોક, તેને હૈડેથી ખસે ન શોક;
રાખે વ્હેતી પ્રીતિ દ્વેષ વાટ, તેને ચિત્તથી ખસે ન ઉચાટ. ૫
પ્રેમી દ્વેષી છત્તિ આંખે અંધો, તેને સૂઝે ન સૂલટો ધંધો;
પ્રીતિ દ્વેષ ખરેખરો રોગ, લેછે કો દિન દેહનો ભોગ. ૬
પ્રીતિ દ્વેષ ભરે દીલમાંય, તેમાં શુભ કશું ન સમાય;
પ્રીતિ દ્વેષને જે વળગી રહે, તેને અગ્નિ થઈ તેઓ દહે. ૭
પ્રીતિ દ્વેષ કરાવે અધર્મ, પ્રીતિ દ્વેષ કરાવે કુકર્મ;
પ્રીતિ દ્વેષ વિદેશ વોળાવે, પ્રીમી દ્વેષી મહામૂઢ કહાવે. ૮
પ્રીતિ દ્વેષ દરિદ્રતા લાવે, પ્રીતિ દ્વેષ ગુલામી કરાવે;
પ્રીતિ દ્વેષે ભરી જેની કાય, તેથી ઈશ્વર નહિ ભજાય. ૯
પ્રેમી દ્વેષીને મુક્તિ ન હોય, પ્રેમી દ્વેષી વિમાસે ને રોય;
એને શાંતિ મળે ન કોઠોર, રખડે જેમ રધવાયું ઢોર. ૧૦
પદ્મા સાથે જે પ્રીત તમારી, પુણ્યરૂપ અગર જોકે સારી;
પણ થાય તેનો અતિ યોગ, તેથી આવે ન સુખનો સંજોગ. ૧૧
હદ બહાર પ્રીતિમાં તણાઓ, તેથી દુખીયા જગતને જણાઓ;
અહો દૈવી માયા બળવતી, એ આગે ચાલે કોની ન મતિ. ૧૨
દેવ દાનવ સુર અસુર, પુતળાંવત્ માયા હજુર;
તેના નચવ્યા પ્રમાણેજ નાચે, રૂવે પળમાં કે પળકમાં રાચે. ૧૩
માયાને વશ વિશ્વ સકળ, એ આગળ ચાલે કોનું ન બળ;
દૈવી માયા છે દેખત ભૂલી, એ આગળ સહુ શક્તિઓ લૂલી. ૧૪
પોતે વિષ્ણુ માયાવશ થઈ, રોયા વિજોગે રાનમાં જઈ;
શિવજી પણ માયામાં ડૂલ્યા, ભીલડી જાણી ભરમમાં ભૂલ્યા. ૧૫
જ્યાંસુધી માયાનો પટ આડો, ત્યાંસુધી સહુ સંસાર ગાંડો;
ગુરૂપ્રતાપે જો ખસે પટ, મળે જ્ઞાન સંસારીને ઝટ. ૧૬
જ્ઞાની ગુરૂના ઉપદેશ વડે, ભક્તિ આદરતાં જો આવડે;
ભક્તિથી થાય ઉત્તમ જ્ઞાન, જ્ઞાન મુક્તિનું જાણો નિદાન. ૧૭
માટે રાજા ભજો પ્રભુ ભાવે, જેથી સુખ દુઃખ અંતર નાવે;
પ્રભુ નામનો આશરો સાચો, બીજો આશરો સર્વથા કાચો. ૧૮

પ્રભુ નામ રટો દિનરાત, રાખો દેહમાં શીદ ઉતપાત;
હરિ નામે મટે કોટી પાપ, હરિ નામે મટે ત્રિધા તાપ. ૧૯
હરિ નામથકી શાંતિ થાય, હરિ નામે સંસાર તરાય;
હરિ નામે અંતર દુઃખ મટે, સુખ પામે હરિ નામ રટે. ૨૦
જન્મમરણનું ઔષધ સત્ય, હરિ નામ જપોજી દંપત્ય;
એવિના નથી બીજો ઉપાય, માટે એજ રાખો હૈયામાંય. ૨૧
શૂણી રાયને ઉપનો વૈરાગ, લાગું સંસારી સુખ સહુ આગ;
પણ પેહેલાં પદ્મા કેરો પત્ર, ગાદિપાસે બીજો હતો તત્ર. ૨૨
તે વાંચ્યાની કરી દરખાસ, દીલમાં થઈ અતિ ઊદાસ;
શુણે આતુર થઈ રાજાન, પત્ર વાંચેછે શાણો પ્રધાન. ૨૩

વલણ.

રાજા આતુર થઈ સાંભળે, પત્ર વાંચે પ્રધાન રે;
કહે શંકર શ્રોતાં શુણો, સભા સકલ દે ધ્યાન રે;



## કડવું ૩૯ મું.

### પદ્માકુમારીનો લખેલો બીજો કાગળ–પિઅરમાં અનામત રાખેલા દ્રવ્યની વ્યવસ્થા કરવાને પદ્મા વિનંતિ કરેછે.

ગુરૂ ગોવિંદના મહિનાનો રાગ.

હે પવિત્ર પિતા શત ભ્રાત, ને મારી માતા રે;
કરૂં વિનતિ જોડી બેઊ પાણ, અતિ હરખાતાં રે. ૧
મારા નાથની શક્તિ અપાર, મજને જણાય રે;
જોઈ હસતું વદન હરદમ, મનડું ધરાય રે. ૨
મને દાસ દાસીની ન ખોટ, મનથી મનાય રે;
એથી વનમાં મૂકી લોટ પોટ, સૂતી ધરાયેં રે. ૩
સૂચવી પત્રથી આપ પાસ, કરી છે વિદાય રે;
એને ધીરજ આપી ધરેશ, કરશો રક્ષાય રે. ૪
પરણાવશો પુત્રી સમાન, રાજની રીતે રે;
લેશો લગ્ન લાવો માત તાત, પૂરણ પ્રીતે રે. ૫

મારાં વસ્ત્રાભૂષણકેરી ગાંઠ, આવે આપ આગેરે;
વેચી દેજો બંને દાસી માંય, આવે પડતું ભાગે રે. ૬
મારે માટે ઝવેર જે ગુપ્ત, દાસીની જોડે રે;
મોકલ્યું હતું તેપણ તેમ, વેચી દેજો કોડે રે. ૭
એ બે દાસી છે માહરાં અંગ, બહિશ્વર[1] પ્રાણ રે;
તેને પદ્મા જાણી માત તાત, લેવાડજો લાણ રે. ૮
પુષ્પભદ્રા તટે મારે માટ, લાવેલાં ધંન રે;
તેની વ્યવસ્થા કરવાને તાત, મને થાય મંન રે. ૯
સર્વ દ્રવ્યના વિભાગ પાંચ, પ્રીતેથી કરજો રે;
બાળા શાળા માટે બે ભાગ, તેમાંથી વાવરજો રે. ૧૦
દવાશાળા ધર્મશાળા માટ, અકેક પ્રીતે રે;
નેહેર[2] ખોદવામાં એક ભાગ, વાવરજો સુરીતે રે. ૧૧
પત્ર પો'ચતાં હે માત તાત, શિરૂ કરજો કામ રે;
તેની વિગત વદું ટુંકામાંય, શુણો ધરી હામ રે. ૧૨
મહાલ ચોસઠ શ્રેષ્ઠ આબાદ, પ્રજાથી છે ગરવા રે;
તેમાં ભવ્ય ભવન ત્રણ ત્રણ, કરાવજો નરવાં રે. ૧૩
પહેલું કન્યાશાળાનું મકાન, શ્રેષ્ઠ માજાળું રે;
ફરતા ચોક બગીચા મેદાન, શુભ ગઢવાળું રે. ૧૪
પ્રાર્થનાને સતીની સમાજ, જેમાં સમાય રે;
કરવું સાથે આલય એક જ્યાંય, ધર્મ પમાય રે. ૧૫
તેને લગતી પુસ્તકશાળા એક, રચવી અનૂપ રે;
તેમાં પુસ્તક રાખવાં શુદ્ધ, નીતિ-ધર્મરૂપ રે. ૧૬
બીજા શીક્ષક સાથ જરૂર, સદ્દગુરૂ એક રે;
નારી કર્ત્તવ્ય શીખવે સદૈવ, રાખી વિવેક રે. ૧૭
પહેલું કર્ત્તવ્ય ગુરૂજન સાથે, રેવું શી રીતે રે;
બીજું કર્ત્તવ્ય પતિસંગે કેમ, વર્ત્તવું પ્રીતે રે. ૧૮
ત્રીજું કર્ત્તવ્ય સંતતી કેમ, સુધારવી સ્નેહે રે;
ચોથું પ્રભુ ભજે કેઈ પેર, નારી નિજદેહે રે. ૧૯

---

૧ બહારના. ૨ પાણીની ખાઈ.

બીજાં કર્ત્તવ્ય સંસાર માંય, સતીનાં અનેક રે;
ઉપશીક્ષકો શીખવે રોજ, સાચવી ટેક રે. ૨૦
વાંચન લેખન ભરત ને ચિત્ર, વળી ગણિત રે;
ઇતિહાસ ભૂગોળ ખગોળ, શીખવવાં સુરીત રે. ૨૧
વળી અર્થ અને ન્યાયશાસ્ત્ર, પદારથજ્ઞાન રે;
પાકશાસ્ત્ર ઉપર તો વિશેષ, આપવું ધ્યાન રે. ૨૨
વાસણ વસ્ત્ર ખોરાકીની ચીજ, પસંદ કેવી કરવી રે;
ઘરમાં ગોઠવવી વસ્તુ કેમ, કેમ સંઘરવી રે. ૨૩
ઇત્યાદિક કર્ત્તવ્યો અનેક, સ્ત્રીઓનાં શીખવવાં રે;
માન મરજાદા શીલ સંતોષ, શરીરે ઠસવવાં રે. ૨૪
દેખરેખ માટે મહાશુદ્ધ, અનુભવી સારા રે,
ગુરૂ પ્રાજ્ઞ પવિત્ર દયાળ, પ્રજાને જે પ્યારા રે. ૨૫
તેને રાખશોજી મારા તાત, મોટે પગારે રે;
પુણ્યરૂપ થશે રૂડું કામ, સુધરશે સંસારે રે. ૨૬
પ્રતિવર્ષ પેહેલે વર્ગે જેહ, પેહેલી પાસ થાય રે;
તેને શત મુદ્રાનું સુઈનામ, સદાય દેવાય રે; ૨૭
બીજી બાળાની યોગ્યતા જોઈ, ઉત્તેજન દેવું રે;
કોને વગર ઈનામે ઘેર, જવા નહિ દેવું રે. ૨૮
બીજું રોગીઓ કાજ મહાન, સ્થાનક કરવું રે;
જેમાં રોગીઓ વશી અનેક, શરીર કરે નરવું રે. ૨૯
ત્રીજું ધર્મશાળા સુવિશાળ, ચણાવવી પ્રેમે રે;
અંધા પંગુ બેરા ને અશક્ત, પાળવા ક્ષેમે રે. ૩૦
એમ અકેકા મહાલેં વિશાળ, ત્રણ ત્રણ શાળા રે;
રોગી અશક્ત લે સુખ જેમ, શીખે વળી બાળા રે. ૩૧
એમ ચોસઠ કન્યા નિશાળ, વળી ઔષધ શાળા રે;
તેમ કરવી ચોસઠ ધર્મશાળ, થઇને કૃપાળા રે. ૩૨
તેનાં બાંધકામો તથા તાત, પ્રથમ જે જે જોઇએ રે;
તેમાં કરવો ખરચ ત્રીજે ભાગ, ફાળામાં જે હોઈએ રે. ૩૩
બાકી દ્રવ્ય વધે ભલા તાત, વ્યાજે સંઘરવું રે;
વ્યાજમાંથી ચાલુ ખર્ચ કાજ, સ્નેહે વાવરવું રે. ૩૪

વળી દૂર થવાને દુકાળ, વ્યાપાર ખીલવવા રે;
મીઠા પાણીથી ભરેલી નેહેર, માંડો ખણુવવા રે. ૩૫
ચાર દંડ ઊંડી પોળી પાંચ, લાંબી શતલાખ રે;
ચાલે વાણ જમીન પવાય, પંડિત પૂરે શાખ રે, ૩૬
વળી એક ભૂલી છું હું બાપ, મારે અવાસ રે;
લોહની તીજોરી માથે સીલ, કરી છે મેં ખાસ રે. ૩૭
તેને પ્રાજ્ઞ ગુરૂજીને ઘેર, અકબંધ આપો રે;
જેણે આપ્યું મને સદ્જ્ઞાન, સતી ધર્મ આપ્યો રે. ૩૮
અહો માત તાત × × × × × × ×

વલણ.

કડી અધુરી વાંચીને, પ્રધાનજી મૂંગા રહ્યા;
કહે શંકર રાયે પછી, 'શીવિધ શબ્દો ત્યાં કહ્યા.

## કડવું ૪૦ મું.

### અનરણ્ય રાજા અધુરી વાંચેલી કડી પૂરી વાંચવાને કહેછે, અને પ્રધાનજી "તે કડી અધુરીજ છે" એમ કારણ સહિત જણાવેછે. પછી રાજા ખેદયુક્ત થઇને પોતાના પુત્રો તથા પ્રધાન વગેરેને દીકરીના લખવા પ્રમાણે ખરચવા ભલામણ કરેછે.

ચોપાઇના સર્વ રાગમાં.

કેમ મૂંગા રહ્યા રે પ્રધાન, વાંચતાં શું થયું કાંઈ જ્ઞાન;
નથી વાંચતા કેમ વચંન, શું મૂંઝાયું તમારૂં પણ મંન;
મારા આતુર થાયછે પ્રાણ, પત્ર પૂરો કરો ને સુજાણ;
ક્યાં ગઈ પુત્રી પદ્મા બિચારી, એણે વાત આ કેવી વિચારી. ૨
એની બુદ્ધિનું થાય ન મૂલ, નાંખ્યું કચરે મેં રત્ન અમૂલ;
શું વિચાર કરો ઝટ વાંચો, વાંચતાં પડવો જોઇએ ન ખાંચો. ૩
જ્યાંસુધી પત્ર પૂરો ન થાય, ત્યાંસુધી મારો જીવ ડોળાય;
કહે પ્રધાન રાજાને તૂર્ત, પિપ્પલાદ લાગે મોટો ધૂર્ત્ત. ૪

એને ઉતાવળે લખ્યો પત્ર, લીંટી જોતાં લાગે સર્વત્ર;
છેલ્લી છ સાત તો સાવ ઝરડી, માંડ માંડ વંચાય છે મરડી. ૫
છેલ્લી કડી રહી છે અધૂરી, કેમ કરી હશે નહિ પૂરી;
બેન લખતાં હશે સમાચાર, એટલામાં ઋષિએ તે વાર. ૬
બેનને કીધી હશે તાકીદ, ચાલવાની કરી હશે જીદ;
એથી બેને ટુંકે વાળી લીધું, જેમ તેમ પાકિટ બીડી દીધું. ૭
પછી દાસી પાસે મૂકી ઝટ, ચાલી નિકળ્યાં હશે સટપટ;
એવું સેજ અનુમાન થાય, બાકી શું થયું શે સમજાય. ૮
વસ્ત્રાભૂષણ જોઇને રાય, અતિ અંતરમાં અકળાય;
અહો જામાત્રજી ધન્ય ધન્ય, તજાવ્યાં વસ્ત્રાભૂષણ મુન્ય. ૯
દુઃખ દેજો દેવું ઘટે તેવું, હવે મારે નથી કાંઈ કેવું;
એકદમ મારી નાંખો એ સારૂં, મારવી રીબાવી એ ન વારૂ. ૧૦
આહા!! કેવી પ્રબળ વસ્તુ ભાવિ, મારી કોય કરણી કામ નાવી;
કહે વસિષ્ઠ શુણો હિમાચળ, અનરણ્યને જ્ઞાન પ્રબળ. ૧૧
પહેલાંથી ઉપનું હતું સાર, તેમાં થયો વધારો અપાર;
માનો એ પૂર્વપુણ્યનું ફળ, આવ્યું જ્ઞાન રાજામાં સબળ. ૧૨
ધર્મ સાધવા થયા તૈયાર, જોતજોતામાં સચિવ સરદાર;
પાસે બોલાવ્યા પુત્રોને સધ, જે લખ્યું પત્રે તે કરો અધ. ૧૩
રખે લોભાઈ કસૂર કરતા, રખે દ્રવ્ય વાવરવામાં ડરતા;
સ્વાર્થસારૂ પુત્રી કેરૂં ધંન, નવ કરશો વાવરવાનું મંન. ૧૪
એથી પુણ્ય ને યશ બળ જાય, ભય કલેશ ને પાપ પમાય;
માટે પદ્માના કહ્યા પ્રમાણે, વ્યય કરવો સહુ સઠેકાણે. ૧૫

## વલણ.

કહ્યા પ્રમાણે વ્યય કરી, વધારજો કુળ લાજ રે;
કહે શંકર શ્રોતાં શુણો, કરે પછી શું રાજ રે.



# કડવું ૪૧ મું.

## રાજા પોતાના મોટા પુત્રને રાજ સોંપી રાણીસહિત તપ કરવા ચાલી નીકળેછે, ગંગા કાંઠે ઉગ્ર તપ કરેછે, તેની રાણી તેની સેવા કરેછે.

રાગ ઉપર પ્રમાણે.

કહે વસિષ્ઠ શુણો પર્વતેશ, ધાર્યું મનમાં રાજાજીએ બેશ;
કહે સાંભળો મારા સંતાન, તમમાં મોટો છે કીર્ત્તિમાન. ૧
તેને માથે મૂકી રાજભાર, હવે ભજીશ હું જગાધાર;
સંપસંપી રેજો મારા પુત્ર, શોભાવશો સહુ ઘર સુત્ર. ૨
મોટાં રાજ્યો કુસંપેથી બૂડયાં, કુસંપે કેક કુટંબો ઉડયાં;
જુદાં પડશો કુસંપેથી જોય, તો કદી સુખી થશો ન કોય. ૩
એમ કહી રાજનો મુગટ, મોટા પુત્રને પે'રાવ્યો ઝટ;
ભલામણ કરી શ્રેષ્ઠ પ્રકારે, સરદારોને રાયેં તે વારે. ૪
સુખદુ:ખમાં સહાય રે'જો, હિત વચનો પ્રતિપળ કે'જો;
સુગુણા સુપ્રભાને બોલાવી, ખોળ કરતાં કહીંથી ન આવી. ૫
આસપાસ શેરી ચૌટા ચોક, ખપ કરી ખોળ્યાં પણ ફોક;
કચેરીથી કયારે ને કયાં ગઈ, તેની ખબર કોને નવ રહી. ૬
રાજાએ માન્યું એ પણ ભાવી, શોક દીલગીરી દીલમાં શમાવી;
બહુ રણીયાને[1] રણ[2] ન કેવાય, બહુ દુ:ખીયાથી દુ:ખ સહાય. ૭
બહુ રોગીને અસાધ્ય થાય, તેવી રાજા સ્થિતિ વરતાય;
પછી આસનેથી થયા બેઠા, ઉતરી પડયા બીછાત હેઠા. ૮
વસ્ત્રાલંકાર સર્વે ઉતાર્યાં, વનવાસનાં વસ્તર ધાર્યાં;
ચાલી નીકળ્યા રાજા તપ કરવા, ભવસાગર પાર ઉતરવા. ૯
રાજા વનમાં સિધાવતા જાણી, અતિ ઉતાવળે આવ્યાં રાણી;
એકલા કેમ પધારો વંન, હું છું અર્ધું સ્વામીજીનું તંન. ૧૦
તેને ત્યાગશો કેમ હો નાથ, સાથે રાખો અહો કૃપાનાથ;
નારી કંથની છાયા કે'વાય, એથી જુદું શી રીતે રે'વાય. ૧૧

---

૧ કરજદાર. ૨ કરજ.

સૂર્યથી જુદી કીરણો કેમ, પડે અગ્નિથી ઉષ્ણતા એમ;
તેજથી જુદી રે'ન ઉજાશ, તેમ કામની કંથની પાસ. ૧૨
ગોળથી જુદી રે'ન ગળાશ, તેમ કામીની કંથની પાસ;
ન રે' જુદી કુંકુમથી રતાશ, તેમ કામિની કંથની પાસ. ૧૩
દૂધથી જૂદી રે'ન ધોળાશ, તેમ કામિની કંથની પાસ;
નાથ જળમાં જીવે નારીમીન, કેમ જીવશે તે થઈ ભિન્ન. ૧૪
નારી દેહનો જીવ છે સ્વામી, તેવિના કેમ જીવે નકામી;
મારૂં જીવન જો નાથ ચાહો, સાથે રાખવા કૃપાળુ થાઓ. ૧૫
નારીનો અતિ આગ્રહ જાણી, સાથે રાખ્યાં રૂદે શોક આણી;
ગંગા તટે જઈ સ્નાન કીધું, પહાડ ગુફામાં આસન લીધું. ૧૬
રાજા ભજે ભાવે ભગવાન, નારી સેવે તેને ધરી ધ્યાન;
ફળ ફૂલ સમિધાદિ વસ્ત, આણી આપે જંગલથી સમસ્ત. ૧૭
વાનપ્રસ્થતણા પાળે ધર્મ, સેવે રાજાને મન વચ કર્મ;
રાજાએ આદર્યું ઉગ્ર તપ, રાણી પતિસેવે કરી ખપ. ૧૮

વલણ.

ઉગ્ર તપ રાજા કરે, રાણી પતિસેવે સહી;
કહે શંકર શ્રોતાં શુણો, પદ્માની ગતિ શી થઈ.

---

## કડવું ૪૨ મું.

### સતી પદ્માકુમારી ઋષિના આશ્રમમાં જઈ કેવાં કેવાં ઘરકામ કરેછે અને પતિની સેવા કરેછે.

ચોપાઇના સર્વ રાગમાં ગવાયછે.

કહે કૃષ્ણ શુણો રાધા સતી, નગને કહે અરૂંધતીપતિ;
વટ કુંડમાં મૂકીને દાસી, ચાલ્યાં પદ્માજી કંથઉપાસી.[1] ૧
અરધી રાતના સ્વાંગ[2] ઉતારી, આખે અંગે વલ્કલ[3] શુભ ધારી;
રાત અંધારી ને આડી વાટ, ઋષિની મરજી રાખવા માટ. ૨
ઝાલી હાથ ઋષિનો સીધાવ્યાં, પહાડ કોતર નાળાં વટાવ્યાં;
આઠ દિવસે આશ્રમગમ આવ્યાં, પિપ્પલાદ તણે મન ભાવ્યાં. ૩

---

૧ પતિની સેવા કરનારી. ૨ પોશાક–ઉત્તમ વસ્ત્ર. ૩ ઝાડની છાલનાં વસ્ત્ર.

પૂરેપૂરો લીધો ન વિશ્રામ, ઉપાડી લીધું સૌ ઘરકામ;
પતિ પેહેલી ઉઠે રોજ નેમે, છ ઘડી રાતે પૂરણ પ્રેમે. ૪
વાસી કામ કરી નાંખે ઝટ, ઘર આંગણું સમારે સટ;
મળત્યાગ કરી પછી પ્રીતે, કરી મર્દન ન્હાય સુ રીતે. ૫
ધરી વસ્ત્ર કરી રૂડા કેશ, આંખ ચાંદલો સાચવે બેશ;
પછી કંથને કરી પ્રણામ, આદરે પ્રાતઃસેવાનાં કામ. ૬
મળત્યાગ[1] કરી આવે પતિ, આપે દાતણ સુંદર અતિ;
શુદ્ધ જળનો કમંડળુ મૂકે, તેલમર્દન કરતાં ન ચૂકે. ૭
જળ નિર્મળ લેઈ નવરાવે, શુભ ધોએલું વસ્ત્ર પેરાવે;
ચંદન પુષ્પ પતિને ચડાવે, ચરણોદક લે સતી ભાવે. ૮
પછી આસને ઝટ પધરાવે, પાસે પૂજાનો સાજ ધરાવે;
શુદ્ધ પાણી ચંદન પુષ્પ પત્ર, ધૂપ દીપ ધરે સતી તત્ર. ૯
લેઈ આજ્ઞા પછી બીજાં કામ, કરે બ્હારનાં સઘ તમામ;
વિવિધ પુષ્પો ને તુલસીના છોડ, તેને પાય પાણી રાખી કોડ. ૧૦
જવ શાળના કયારામાં રેડે, ફળ ફૂલ વીણે ત્યાર કેડે;
ઘરમાટે ભરી લાવે નીર, ધોતી આવે વલ્કલ વસ્ત્ર ધીર. ૧૧
પછી જંગલમાં ઝટ દોરે, લાવે સમિધને બળતણ જોટે;
કંદ મૂળને કોમળ પત્ર, લાવે વનમાં ફરી સરવત્ર. ૧૨
પછી રૂડી રસોઈ આદરે, કંદ મૂળનાં પકવાન્ન કરે;
ચાર ભાતનાં ભોજન રાંધે, ખટ રસે કરી સ્વાદ સાધે. ૧૩
રોજ વિવિધ રસોઈ બનાવે, એકમાંથી અનેક નિપાવે;
પૂજા પાઠ પોચે ઋષિ જેવે, થાય રસોઈ તૈયાર તેવે. ૧૪
પછી પૂછે વિવેકેથી સતી, નિત્ય[2] પોચી રહ્યા મારા પતિ;
પછી પીરસે પત્રાવળી માંડી, આરતિ કરે સાધ્વી દાડી. ૧૫

## વલણ.

શુદ્ધ સ્નેહથી સાધ્વી, કરે આરતિ નિત્ય[3] રે;
કહે શંકર શ્રોતાં શુણો, આરતિ કહું ધરી પ્રીત્ય રે.

---

૧. ખરચુ જવું. ૨ રોજનું સંધ્યા, માળા, પાઠ આદિ કામ. ૩ દરરોજ.

# કડવું ૪૩ મું.

## પદ્માકુમારી પોતાના પતિની આરતિ કેવી રીતે કરેછે.

જય દેવ જય દેવ એ આરતિનો રાગ.

જય કાંત જય કાંત, જય સુખના દાતા, જય સુખના દાતા,
તમવિણુ આ સંસારે, તમવિણુ આ સંસારે, કોણુ થશે ત્રાતા.
જય કાંત જય કાંત જય કાંત ટેક. ૧
નારીનો શણુગાર, નાથ એક જગમાંય; (૨)
કીર્ત્તિ પણુ એનાથી (૨) સત્ય સ્નેહ દ્રગમાંય. જય કાંત૦ ૨
લજા મારી અમૂલ્ય, આપ તણે સંગે; (૨)
નિભાવશો કરૂણા કરી (૨) રાખી અર્ધાંગે. જય કાંત૦ ૩
સર્વ સ્થળનાં તીર્થ, પતિચરણે પૂજાય; (૨)
તેત્રીશ કોટી દેવો (૨) પતિપદમાં સમાય. જય કાંત૦ ૪
ભવજળતારણુહાર, દ્દઢ નૌકારૂપ; (૨)
પૂજ્ય પરમ પરમાણુ (૨) શિવ વિષ્ણુરૂપ. જય કાંત૦ ૫
રટું નામ દિનરાત, પતિનું અતિ પ્રીતે; (૨)
આરાધું એક ચિત્તે, (૨) ભજન કરૂં ગીતે. જય કાંત૦ ૬
હ્રદયકમળમાં ધ્યાન, આપ તણું ધારૂં; (૨)
મનવચ કર્મે સેવું (૨) પદપંકજ વારૂ. જય કાંત૦ ૭
તપ્ત વાળુકામાંય, આપ શીતળ છાયા; (૨)
ટાઢકવાળું જોઈ (૨) આપ તણી કાયા. જય કાંત૦ ૮
અનંત ભવરૂપ રણુ, અતિશય છે ખારૂં; (૨)
તેમાં મધુરો વિરડો (૨) એક પતિ વારૂ. જય કાંત૦ ૯
પૂજ્ય માન્ય ને સેવ્ય, છે સતીને સ્વામી; (૨)
ઉપાસના બીજાની (૨) થાય નરકગામી. જય કાંત૦ ૧૦
ત્વં પાલક ત્વં પોષક, ત્વં સુખદાયક નાથ; (૨)
સત્ય સ્નેહથી વિનતિ (૨) કરૂં જોડી બે હાથ. જય કાંત૦ ૧૧
ભૂલ ચૂક થૈ હોય, ક્ષમા કરી લેશો; (૨)
કર્ત્તવ્યો સહુ કેશો (૨) સુધારીને લેશો. જય કાંત૦ ૧૨
પ્રતિદિન શ્રદ્ધા સાથ, કરે આરતિ એમ; (૨)
ભવસાગર ઊતરવા (૨) આ ભવ રહેવા ક્ષેમ. જય કાંત૦ ૧૩

કુલિન કામિની હોય, આ આરતિ ગાશે; (૨)
શંકરસુત વિત્ત સુખ દે, (૨) સાહ્ય સદા થાશે. જય કાંત૦ ૧૪

વલણ.

સદા સાહ્ય થશે શ્રીહરિ, એ વિધ આરતિ જે કરે;
કહે શંકર એ નારીના, ત્રણે પક્ષ નિશ્ચે તરે.

---

## કડવું ૪૪ મું.

### પવિત્ર પદ્માકુમારી પોતાના પ્રાણપતિને કેવા વિવેકથી ભોજન કરાવેછે? અને ત્યારપછી રાતનાં વાળુસુધી તથા ઊંઘી રહેતાં સુધી તે કેવી રીતે ડાહાપણે વર્તેછે.

રાગ ચોપાઈનો.

કહે કૃષ્ણ શુણો રાધા સતી, નગને કહે અરૂંધતીપતિ;
આરતિ કરી સાષ્ટાંગે નમે, સહુ સ્વર્ગીય સતીઓને ગમે. ૧
હવે શીવિધ કંથ જમાડે, અને શી વિધ કંથ રમાડે;
તેનો ટુંકો કહું ઇતિહાસ, સુણી કુલવતી પામે ઉલ્હાસ. ૨
ભોજન કરવા બેસે પ્રાણનાથ, નાંખે પંખો ઉભી ભક્તિ સાથ;
નીતિ ધર્મની વારતા કરે, ન કો દિવસ અપ્રિય ઉચરે. ૩
વચ્ચે કરે સુહાસ્ય વિનોદ, જેથી પામે પતિમન મોદ;
મહારાજ આ ચીજ છે સ્વાદુ, આમાંથી જરા લ્યોને એકાદું. ૪
નાવે સ્વાદ જો આનો પસંન, આમાંથી આરોગો માને મંન;
દાળ ભાત કેવાં રૂચિકર, આરોગો મારા માયાળુ વર; ૫
મારા સમ રોટલી લ્યો એકાદિ, સાબુ ચોખાની કરશે ન બાદી;
કેવો કંદનો શીરો છે મિષ્ટ, કરો પ્રાશન[1] હોય અભીષ્ટ[2]. ૬
વધારી છે કેવી પત્ર ભાજી, વીણી લાવી હતી આજ તાજી;
કેવો કર્મદાંનો છે સંભાર, બેઠો છે કેવો શાકે વધાર. ૭
તીખી તમતમી કઢી છે કેવી, માનું આપને આરોગ્યા જેવી;
એમ ધીરે ધીરે ને આનંદે, જમાડી ક્ષમા માગે ને વંદે. ૮

---

૧ ખાવું. ૨ વહાલું.

ચળુ કરાવે સુંદર જળે, આપે મુખવાસ શ્રેષ્ઠ તે પળે;
પછી મૃદુ આસને આરામ, લેવરાવે ધરી મોટી હામ. ૯
પતિ જમતાં રહ્યું અવશેષ, પોતે જમે ગણી અન્ન બેશ;
પછી ભોજનગૃહ ને પાત્ર, ધોઈ સ્વચ્છ કરે વસ્તુ માત્ર. ૧૦
આવે સદ્ય પતિપાસ સતી, શાસ્ત્રવિનોદમાં રાખી રતી;
નિજવિદ્યા ઋષિને દેખાડે, ઋષિ પણ શાસ્ત્રરસ ચખાડે. ૧૧
એમ વાધ્યો પરસ્પર પ્રેમ, દૂધમાં મળે શાકર જેમ;
ઘરની કદી નિંદા ન કરે, પતિની મરજી અનુસરે. ૧૨
કદી મનમાં ઓછું નવ લાવે, રાજ્ય કરતાં અધિક સુખ ગાવે;
પાછલો જવ રે' પોર દિન, ઘરકામ કરે ભિન્ન ભિન્ન. ૧૩
પછી સાયંપૂજાની તૈયારી, પેહેલાંની પેઠે કરે આચારી;
નવરાવી સુવસ્ત્ર પે'રાવી, સેવા ઘરમાં સુખે પધરાવી. ૧૪
રાતની પછી રસોઈ કરે, ટાઢું અન્ન કદી નવ ધરે;
વાળુમાં મૃદુ હલકું રાંધે, જેથી પચે આરોગ્યતા વાધે. ૧૫
ભાવે ભાણામાં પિરસે ભોજન, પેહેલાની પેઠે ખુશ કરે મંન;
ચળુ કરાવી દે મુખવાસ, જરા ટેલે[1] ઋષિ આસપાસ. ૧૬
એટલામાં બીછાનું બિછાવે, સ્વચ્છ સુંવાળું સૂવામાં ફાવે;
તેમાં પધરાવતી ભાવે સ્વામી, પોઢો કંથ કહી શિર નામી. ૧૭
વાળુ કરતી તુરત પછી પંડે, પછી વાસણ માંજવા મંડે;
ઢાંકો ઢુંબો કરી પતિપાસ, સ્વચ્છ થઈ આવે કરતી હાસ. ૧૮
પાદસેવામાં ચિત્ત લગાડે, ઉંઘ્યાં હોય તો નવ જગાડે;
પરંસ્પર પ્રીતિરસ ચખાડે, સંસારીડો સુલાવ લેવાડે. ૧૯
પતિ પોઢ્યા પછી પોતે પોડે, ત્યાંસુધી કરે વિનોદ કોડે;
પ્રતિદિવસ કરે એમ કાજ, કાલથી કરે અદકું આજ. ૨૦

## વલણ.

દિન રજની અદકું કરે, કામ ઉલટ ધરી દેહ રે;
કહે શંકર શ્રોતાં શુણો, સતીનું આન્હિક[2] એહ રે.

---

૧ આસપાસ ફરે. ૨ નિત્યકર્મ.

# કડવું ૪૫ મું.

## શાણી સતી પદ્માકુમારી પોતાના પ્રાણપતિને કેવા પ્રકારથી રીઝવતી! સેવતી! તથા તેણે કેવી રીતે ઘર સુધાર્યું! રાચરચીલું ભેળું કર્યું! અને જગતમાં તેની કેવી કીર્તિ ફેલાણી! વગેરે.

રાગ ચોપાઈનો.

કહે વસિષ્ઠ શુણો નગપતિ,[1] શી રીતે સમાર્યું ઘર સતી;
શી રીતે શ્રમ વેઠયાની સાથ, ભાવે રીઝવતી પ્રાણનાથ. ૧
અહો નિશ ઉદ્યમમાં ગાળે, ન દેખાડે આળસ કોઈ કાળે;
બુદ્ધિથી સહુ અડચણ ટાળે, પ્રતિપળે પતિને નીહાળે. ૨
ધીરે ધીરે મઢુલી સુધારી, માટીનાં કરી ભાંતડાં ભારી;
જાળી માળી ભંડક ભલાં તાકાં, હવામાટે મૂક્યાં જ્યાં ત્યાં બાકાં. ૩
ખટ ખંડની જાણી જરૂર, કર્યા એક બીજાથી અદ્દૂર;
સુશોભિત માળા છાજાળા, ભોજન અગ્નિ આદિક જેમાં શાળા. ૪
વળી રાચ રચીલું સંઘરવા, ધીમે ધીમે માંડયું ભેળું કરવા;
કંડીયા ટોપલી ને ડાબડા, કર્યા સુંદર રંગીત વડા. ૫
વાસણ કૂસણ કોઠી કોઠલા, બનાવ્યા શુભ શોભિતા ભલા;
હાંડલાં તાવડી ગોળા કુંડાં, કર્યાં ચપ્પણ કાથરી રૂડાં;
મૃગચર્મનાં[2] કે વલકલિયાં,[3] વસ્ત્ર બનાવ્યાં જે સેજે મળીયાં. ૬
એમ ઘર વખરી મોટી નાની, કરી ભેળી સહુ મન માની;
મોસમે મોટી મેહેનત કરી, રાખે ખડધાન્ય કોઠીમાં ભરી. ૭
જે ઋતુમાં પાકે જે જે વસ્ત, કરે સંઘરો તેનો સમસ્ત;
લાવી રાખે વિવિધ વસાણાં, કરી રાખે અનેક અથાણાં. ૮
મુરબ્બા મધથી નીપજાવે, કેરી આંબળાં આદિના ભાવે;
વિવિધ સુગંધી શરબત કરી, યુક્તિથી રાખે ઠામમાં ભરી. ૯
મીઠી વસ્તુની ખાંડ બનાવે, દ્રાક્ષ ખજૂર જે હાથ આવે;
ખારૂં પાણી લાવી લૂણ કરે, ખપજોગું હમેશ વાવરે. ૧૦

---

૧ પર્વતનો રાજા-હિમાચલ. ૨ હરણનાં ચામડાંનાં. ૩ ઝાડની છાલનાં.

એમ ઋતુ ઋતુની સહુ વસ્ત, ઉપયોગની સંચે સમસ્ત;
બાર માસ કરે ઉપયોગ, એમ ભોગવે વૈભવ ભોગ. ૧૧
નારાયણુને સેવે લક્ષ્મી જેમ, સેવે નિજપતિ પદ્માજી તેમ;
નિત્ય સેવે સુમન વચ કર્મ, જે પરંપરા સતીઓનો ધર્મ. ૧૨
ધર્મ ગૃહસ્થીના સહુ ધારે, આવે અતિથી આશ્રમ દ્વારે;
રાંધી ભોજન ભાવે જમાડે, કરી સેવા સંતોષ પમાડે. ૧૩
એથી દેશવિદેશમાં વાત, સતીકૃત્યની ફેલાઈ ખ્યાત;
મૃદુ વચન અને બરદાશ, વિવિધ ભોજનમાંની મિઠાશ. ૧૪
એ સહુ ગુણુ પદ્માના ખાસ, અતિથી અંગમાં વસ્યા વાસ;
યશ પ્રસર્યો પૃથ્વીમાં ચોપાસ, સતીનો જેમ સૂર્ય ઉજાશ. ૧૫
એમ સંસાર માંડ્યો ચલવવા, રોજ રોજ પતિને રીઝવવા;
નવો નવો નિપાવે સુરંગ, નવો નવો વધારે ઉમંગ. ૧૬
નવી નવી રસોઈ નિપાવે, નવો નવો ઉદ્યોગ જગાવે;
નવાં ચિત્ર ભરત કરી લાવે, નવા હાર ને તુર્રા બનાવે. ૧૭
નવાં નવાં કરે કુતુહળ, નવી ગમ્મત કરે સબળ;
નવાં કાવ્ય કરી સંભળાવે, નવા રાગ કદી કદી ગાવે. ૧૮
કદી ફૂલના સ્વાંગ ધરાવે, કદી વેશ અનુપમ લાવે;
એમ જંગલમાં સુમંગળ, કરી બેઠી બુદ્ધિની પ્રબળ. ૧૯
કરે સ્વર્ગની સતીઓ વખાણુ, પદ્મા તુજ જીવ્યું સફળ પ્રમાણુ;
તેં શોભાવ્યું ભણુતર ભલી ભાતે, કર્યો ભણ્યાનો ઉપયોગ ખાંતે. ૨૦
ધન્ય પદ્મા તારૂં સુચરિત્ર, તું ખરેખરી સતી પવિત્ર;
અમારૂં સુખ તુજ સુખ આગે, માન મેલીને શરમાતું ભાગે. ૨૧
એમ રાતદિવસ પતિ સંગે, રહે અધિક અધિક ઉમંગે;
વનવાસનાં સુખ આગળ, ભૂલી રાજનાં સુખ સકળ. ૨૨
એકથી બીજો દિવસ ઉલ્હાસે, બીજાથી ત્રીજે અતિ હર્ષ ભાસે;
એમ દિન દિન વધતો આનંદ, જેમ વધે શરદ શુદ ચંદ. ૨૩
ચક્રવૃદ્ધિ વધે વ્યાજ જેમ, માંડ્યો વધવા દંપતિ હર્ષ તેમ;
છાયા નમતા સૂરજ તણી જેમ, માંડ્યું વધવા દંપતિ સુખ તેમ. ૨૪.
કરે કલ્લોલ ને ગાન તાન, પ્રેમસાગરમાં ગુલતાન;
હશી ખુશી હરદમ એવી રીતે, સુખ ભોગવે દંપતિ પ્રીતે. ૨૫

દેવ દાનવ માનવ સુર, એવાં સુખડાંને તલ્પે જરૂર;
એમ આનંદમાં દશ વર્ષ, ગયાં તેમાં વધતો ગયો હર્ષ. ૨૯

વલણ.

ગયાં વર્ષ દશ હર્ષમાં ને, અધિક અધિક ઉમંગ રે;
કહે શંકર શ્રોતાં પછી, ફરવા માંડ્યો રંગ રે.

## કડવું ૪૬ મું.

### ઋષિનો મંદવાડ અને એ સમયમાં સતી પદ્માકુમારી તેની કેવી રીતે અંતઃકરણના ખરા ભાવથી—હિંમત, શ્રમ, વિવેક અને ધીરજથી—ચાકરી કરેછે!—ધીરજ આપેછે, માંદા માણસની વિધ વિધ બરદાસ—ટાળવાળ—કરેછે.

રાગ ચોપાઈનો.

કહે કૃષ્ણ રાધા સતી શુણો, સુખનો રહ્યો ખૂણો ન ઉણો;
સતી પદ્માએ નિજને વખાણી, આ લોકે સુખી સર્વથી જાણી. ૧
ત્રીભુવનના લોકો સહુ ટાણે, એના ગૃહસ્થાશ્રમને વખાણે;
પણ ચડતો દિવસ નગેશ, નથી રે'વાનો કોનો હમેશ. ૨
બે પ્રહર સુધી ચડતો દેખાય, પાછો ઊતરતોજ જણાય;
આવે અર્ણવમાં અતિ ભરતી, પાછી ઓટ થવાનીજ વળતી. ૩
પુષ્પમાં જે દેખાયછે રંગ, તે રે'વાના નથીજ અભંગ;[1]
ભાગ્યનો ઠાઠ પણ એવો જાણો, હર્ષ પાછળ શોક પ્રમાણો. ૪
વૃદ્ધ વયે ઋષિજીનું અંગ, માંડયું ઘસાવા ને ગયો રંગ;
હાથમાં જ્યારે યષ્ટિકા[2] ઝાલે, ત્યારે પૃથ્વી ઉપર જરા ચાલે. ૫
ધ્રૂજવા માંડી થરથર કાય, માંડ માંડ ઉઠાય બેસાય;
વહે લાળ ઘણીજ મુખેથી, ખાધેલું નવ પચે સુખેથી. ૬
ઘડી ઘડીમાં ઝાડે જવાય, એમ ખળભળી ઋષિની કાય;
ધીરે ધીરે શક્તિ હીન થાય, જેમ ચડતા દિવસ કેરી છાંય. ૭

---

૧ ભાંગીગયા વગરના—એવા ને એવા. ૨ લાકડી.

અથવા દુષ્ટસંગથી જેમ, પુણ્યનો માંડે ક્ષય થવા તેમ;
એમ ક્ષીણ થવા માંડી કાય, જેમ કૃષ્ણપક્ષી ચંદ્રમાય. ૮
તેમાં થયો વળી સંધિવાય, સુખમાં દુઃખ ઊગ્યાં જણાય;
પ્રભુની ગતિ કોય ન જાણે, પદ્મા અંતરમાં દુઃખ આણે. ૯
ઋષિને ન જરાય જણાવે, મનનું દુઃખ મનમાં શમાવે;
કદી ઋષિ બહુ અકળાય, વલોપાત કરે કચવાય. ૧૦
ત્યારે ધીરજ આપે હમેશ, કરે ચાકરી આકરી બેશ;
ઔષધોપચાર[1] કરે ઘણા, અનુપાન[2] પથ્યમાં[3] ન મણા. ૧૧
કેમે કર્યો ન થાય સુધારો, પ્રતિદિન થતો જાય વધારો;
લેવાતી જાય જ્યમ જ્યમ કાય, તેમ પદ્મા અંતર અકળાય. ૧૨
ઋષિ આગળથી નવ ખસે, રાત-દિવસ પતિપાસ વસે;
પાય દાબે વળી ચાંપે શિર, ઘડીમાં દાબે આખું શરીર. ૧૩
ઘડીમાં ઢોળે પંખેથી વાય, ઘડીમાં ઘસે કરથી તળાંય;
ઘડીમાં કરી ક્વાથ ને પાય, પ્રભુ કરે ને જો સુખ થાય. ૧૪
ઘડીમાં રાંધી પથ્ય[4] જમાડે, શૈયા બદલી બીજીમાં સૂવાડે;
વાસી વસ્ત્ર વે'લાં ઉતરાવે, ધોએલાં શુદ્ધ સદ્ય ધરાવે. ૧૫
વસ્ત્ર બગડેલાં ધોવાને જાય, લેઈ આજ્ઞા જળાશય જ્યાંય;
ત્યાંથી પાછી વેલી વેલી ફરે, ઋષિની મરજી અનુસરે. ૧૬
જેમ પંખિણી ઈંડાંને ત્યાગી, ક્યાંય ઠરે ન ઝટ આવે ભાગી;
તેમ આવી સ્વામી સેવે ભાવે, ક્યાંય સતીને સુખ ન આવે. ૧૭
ઘડી ઘડીના પૂછે કરાર, નાથ કેમ છે તમને અત્યાર;
મારા નાથ તમોને શું ગમે, કરી આપું ખાવાનું આ સમે. ૧૮
જેથી આપને સુખ હોય વળતું, કરો આજ્ઞા તો તે વિઘ્ર વરતું;
એમ ટાળ વાળ કરે ઘણી, અહોનિશ[5] સેવે શિર મણિ. ૧૯
કાળજા તૂટ મેહેનત કરે, પતિ આગળ પ્રાણ પાથરે;
કદિ મળમૂત્ર ઋષિનાં ધૂવે, કદી છાની છાની મસ રૂવે. ૨૦
આહા! ભાગ્યની જન જુવો ગતિ, ક્યાંય જંપે ન સાધ્વી સતી;
એક વર્ષ ગયું એવી રીતે, સુખ વળે ન પદ્માને ચિત્તે. ૨૧

---

૧ ઔષધ ખવરાવવાં–પીવરાવવાં. ૨ ઔષધ સાથે પાવાના પદાર્થો. ૩ કરી પળાવવામાં. ૪ જેથી રોગ ન વધે અથવા ઘટવા માંડે એવો ખોરાક. ૫ રાત-દિવસ.

**વલણ.**

ગયું વર્ષ એક એ રીતે, સુખ સતીને નવ વળે;
કહે શંકર પણ કઠણ થઈ, ધીરજ રાખે નવ ચળે.

---

## કડવું ૪૭ મું.

### ઋષિનો મંદવાડ–સતી પદ્માકુમારી માંદાપતિને કેવી રીતે ધીરજ, હિંમત અને ખરા પ્રેમથી સેવેછે, બરદાસ કરેછે, તથા ધીરજ અને હિંમત આપેછે. ઘડીમાં પોતે ગભરાયછે, પણ તે બહાર જણાવતી નથી.

રાગ ચોપાઈનો ગળગળો.

કહે કૃષ્ણ શુણો રાધા સતી, નગને કહે અરૂંધતીપતિ;
કરે વિધ વિધ ઔષધ ઝાઝાં, તોય ઋષિજી થાય ન સાજા. ૧
ક્ષીણ થાય પળે પળે કાય, મોટો ભડ પણ દેખી મુંઝાય;
પણ પદ્મા હિંમત નવ હારે, ઉપચાર કરે વારે વારે. ૨
ઋષિને આપે હિંમત વડી, સારૂં કરશે પ્રભુ અબ ઘડી;
પેલો મૂકી બીજો આજ કવાથ, કરી આપુંછું હે કૃપાનાથ. ૩
ચોપડચાની દવા છે તૈયાર, એથી પ્રભુ કરશે સુખસાર;
એમ રાતદિવસ સારવાર, કરતાં પણ થયો નહિ કરાર. ૪
અધુરાંમાં પૂરો વળી શ્વાસ, ઉપડ્યો એથી ઉપનો ત્રાસ;
સાથે લાગુ થઈ ઉધરસ, ગભરાટ થયો એથી મસ. ૫
ઝીણો ઝીણો આવ્યો તેમાં તાવ, આશા અસ્ત થવા માંડી સાવ;
થોડીવારે થયું વળી ઘેન, પદ્માજીને પડે નહિ ચેન. ૬
નિજ મનમાં ઘણી અકળાણી, પોતાને હવે એકલી જાણી;
નથી આશ્રમમાં કોઈ પ્રાણી, મારી ક્યાં ગઈ દાસીઓ શાણી. ૭
મારી હિંમત જાય હરાણી, હવે હું ખરેખરી ઘવાણી;
આટલા દિન કાંઈ ન જાણ્યું, પ્રભુ આ દુઃખ ક્યાં થકી આણ્યું. ૮
કર્યું મેં હુંથી થાય તેટલું, પણ હુંમાં તે જ્ઞાન કેટલું;
આવા દિઠા નથી કદી રોગ, મારા ભાગ્યના ફર્યા છે ભોગ. ૯

કાંતો સતીનો ધર્મ ભંગાવ્યો, સુધા સાટે વિષછોડ વાવ્યો;
ધાવતાં કાંતો બાળ છોડાવ્યાં, કાંતો સાસુ સસરો રોવરાવ્યાં. ૧૦
કાંતો પુત્રીને ભણવા ન દીધી, કાંતો ધર્મવિરૂદ્ધ શીખ કીધી;
કાંતો કન્યાનો વિક્રય કર્યો, કાં થઈ પંચ અન્યાય ભર્યો. ૧૧
ખોટાં કર્યાં ગરીબનાં ધંન, કાંતો બાળ્યાં ધરમનાં ભવંન;
કાંતો નિજપતિને દુઃખ દીધું, કાં કાંઈ કર્મ વિપરીત કીધું. ૧૨
પૂર્વે લીધા હશે એવા શાપ, તેનું આ ભવ નડ્યું આ પાપ;
આવા જંગલમાં કોણ મારૂં, ખરે વખતે સહાય થનારૂં. ૧૩
કોને પૂછું અરે! રે! ક્યાં જાઊં, મનમાં ને મનમાં મુંઝાઊં;
મને વૈદ મળે ક્યાંથી આંહીં, ખેદ થાય ઘણો મનમાંહીં. ૧૪
હોય માણુસ તો હું દોડાવું, મોટા શેહેરથી વૈદ બોલાવું;
ઈધારત કરતાં ઉઠતાં બેશી, કામ કરનારાં માણુસો ખેસી. ૧૫
વૈદ નજુમી ને કામદારો, દોઢીપર બેસી રે'તા હજારો;
બોલ બોલતાં ઉપાડી લેતા, કામ ચીંધો ચીંધો એમ કેતા. ૧૬
તેજ હું આજ કેવી લેવાણી, વિના માણુસ કેવી ઘવાણી;
મુંગાને થાય સુખ કે દુઃખ, તો તે કેપરે સમજાવે મુખ. ૧૭
મારૂં દુઃખ કોની કને કહું, મનનું મનમાં સમાવીને રહું;
જેમ ઉંડા કૂવા કેરી છાંય, તે તો તેજ કૂવામાં સમાય. ૧૮

વલણ.

મનનું દુઃખ મનમાં રહે, જેમ કૂવા કેરી છાંય રે;
કહે શંકર પદ્મા હવે, ઘણી ઘણી અકળાય રે.

---

## કડવું ૪૮ મું.

### ઋષિનો વધારે મંદવાડ અને એથી સતીને થતું દુઃખ, તથા તેણે પતિને આપેલી હિંમત.

રાગ ચોપાઇનો–વધારે ગળગળો.

કહે શ્રીકૃષ્ણ રાધિકા પાસ, થયાં સતી અતિશ ઉદાસ;
અહો દૈવ ક્યાંથી દુઃખ આવું, મારે સંસારે આપે સરજાવ્યું. ૧

કીડી ઉપર કટક ન હોય, મારૂં ગજું તો વિચારો કોય;
કુંણી કેળ કૂવાડાના ઘાય, કેમ ખમશે અહો જગરાય. ૨
મને અસુખ થાય અતિશ, જાણે પાડું મોઢે મોટી ચીશ;
દાબી ભીંસી રાખું મન મારી, જાણોછો સહુ કુંજબીહારી. ૩
મને શીદ રીબાવો મુરારી, કરો કરૂણા છું પુત્રી તમારી;
એટલામાં ઋષિએ પાડી રાડ, મારા પેટમાં થાયછે વાડ.[1] ૪
મને અસુખ થાય અમાપ, મરી જાઊંછું રે મારા બાપ;
મને પાંસળાંમાં શૂળ થાય, શેક કરો જો સુખ જણાય. ૫
વાટી ગુગ્ગુલ ચિંથરડાં મારો, હાય! હાય! જાય જીવ મારો;
મને કોય આમાંથી ઉગારો, કે નથી હવે બચવાનો આરો! ૬
કરે પદ્મા સુ હેડે વિચાર, મારા નાથને દુઃખ અપાર;
તેમાં ભેળાશે જો મારૂં દુઃખ, થશે ઉલટું એથી અસુખ. ૭
મારૂં મનમાં સમાવીને રાખું, મારા નાથને હિંમત ભાખું;
પછી તુર્ત બોલી અહો નાથ, રાખો ધીરજ હિંમત સાથ. ૮
પ્રભુ પ્રભુ મુખે થકી કરો, હાય હાય ન શબ્દ ઉચરો;
રોગ દુઃખ સુખ દેહીના ધર્મ, ભોગવ્યાં જોઇએ જ્યાંસુધી કર્મ. ૯
કર્મભોગ કોને નવ છોડે, દેવદાનવનાં માન મોડે;
પણ કરવો પ્રયત્ન જરૂર, જ્યાંસુધી હોય દેહમાં નૂર. ૧૦
હમણાં મેં જોયો છે શુશ્રુત,[2] તેમાંથી ઔષધી અદ્દ્ભૂત;
સર્વ રોગનો ક્ષય કરનાર, મને મળી છે આજ અત્યાર. ૧૧
તેની અજમાશ કરવાને માટે, ઘડી એક થઈ તેને વાટે;
આપને ઘેનમાં સૂતા જાણી, નથી પાયું મેં વિવેક આણી. ૧૨
હવે પીઓ જરા એક ઘૂટ, બાકી ખડે કરૂં ડીલે છૂટ;
એમ કહી ઔષધ જરા પાયું, પણ ઊપજ્યું દુઃખ સવાયું. ૧૩
ન સૂવાય બેસાય ન ક્યાંય, મારે ગોથાં ઘણાં શૈયામાંય;
પગ હાથ બહુજ પછાડે, મોટે સાદે મહા દુઃખે ત્રાડે. ૧૪
વોય! વોય! મને કાંઈક થાય, મારાં કાળજાંમાહીં વઢાય;
મારાં આંતરડાં કાપી લેછે, કોય હૈયામાં રે! ડામ દેછે. ૧૫

---

૧ પેટમાં વઢાય તે. ૨ વૈદાંનો એક ગ્રંથ છે.

આખા અંગમાં રે! લ્હાય લાગી, આશા ભર્યો જાઉંછું અભાગી;
અરરરરે ખમાતું નથી, કોય આંતરડાં વલોવે મથી. ૧૬
હવે કેમ કરૂં કોને કહું, મારૂં આયુષ્ય પરવાર્યું સહુ;
રહ્યા મનના મનોરથ મનમાં, હાય! શીત આવ્યાં આખા તનમાં. ૧૭
એમ વલખાં મારે થૈ અધીર, આમ તેમ પછાડે શરીર;
વધી પીડા શરીરમાં ભારે, પાડે બૂમો વડી વારે વારે. ૧૮
હરિ હરિ મુખેથી ઉચ્ચારે, સાદ બેશી ગયો થોડી વારે;
માંડ્યો ફરવા સુમુખનો રંગ, ટાઢું બોળ થયું આખું અંગ. ૧૯
તડફડતા રહ્યા હાથ પગ, ઉંચાં ચડી ગયાં બંને દ્રગ;
ગયું ભાન ઋષિજીને તૂર્ત, કહે પદ્મા અરે કાળ ધૂર્ત. ૨૦
થોડી વારમાં શું થઈ ગયું, મારૂં ચૂરેચૂરા થાય હૈયું;
મારા નાથ તમોને શું થાય, કેમ મુખેથી નવ બોલાય. ૨૧
તમને ખંમાં કરે જગરાય, દીનબંધુ થજો રે સહાય;
બોલો બોલો જરા ઋષિરાય, મારૂં અંતર અતિ ગભરાય. ૨૨
મને છેતરવાનો ઉપાય, શું કર્યો પ્રભુએ હાય હાય;
બોલો બોલો અહો મારા કંથ, આપે કેવો લેવો ધાર્યો પંથ. ૨૩
શબ સરખું શરીર આ દેખું, એથી કર્મ ફૂટી મને લેખું;
બોલો બોલો જરા કાંઈક જાગી, શું જશો મને વગડામાં ત્યાગી. ૨૪
મારો દેહમાં જીવ ઘૂટાય, મને વેદના કંઈ કંઈ થાય;
મારૂં કૂણું કલેજું કપાય, મારો જીવ ધ્રચૂ પચૂ થાય. ૨૫
ઉઠો ઉઠો અહો પ્રાણનાથ, મને સોંપોછો કોણને હાથ;
મારૂં ભરણપોષણ કોણ કરશે, પોતાની કહી કોણ સંઘરશે. ૨૬
મારી ચાકરી લેખે ન લાગી, શીદ જન્મી હું દુષ્ટ અભાગી;
ઊંચે આભ ને નીચે ધરામાં, મારૂં કોણ થશે વગડામાં. ૨૭
મારૂં જોબન કયાં સચવાશે, દોહેલા દિન કેમ કઢાશે;
કરી મેહેનત શણગાર્યાં ઘર, કેમ દેખાશે રે મારા વર. ૨૮
મળી શકયા જેટલા ઇલાજ, કર્યા કીધા સ્વામી સુખકાજ;
પણ કારી લાગી નહિ લેશ, કોને પૂછું કયાં જાઉં મહેશ. ૨૯
હવે કરવો રહ્યો શું ઉપાય, પ્રભુવિના કરે કોણ સ્હાય;
ચૌદ બ્રહ્માંડની ચિંતા જેને, વીનવું કર જોડીને તેને. ૩૦

### વલણ.

પ્રભુવિના બીજો નથી, રહ્યો કશો ઉપાય રે;
કહે શંકર શ્રોતાં પછી, સ્તુતી કરે પદ્માય રે.

---

## કડવું ૪૯ મું.

### પોતાના પ્રાણપતિને જાગૃત કરવા સતી પદ્માકુમારી ગદગદ કંઠે પ્રભુની સ્તુતિ કરેછે.

ગણપત બોલે ને બાળા એ રાગ.

અહો દીનબંધુ અહો જગદીશ, કરી કેમ અવડી અમોપર રીશ;
છીએ રાંકડાં અમે આપનાં બાળ, જાગૃત કરો મારા પતિને હાલ. ૧
અનાથના છોજી પ્રભુ તમે નાથ, અરજ કરૂં દીનપણે જોડી હાથ;
થાઓ ભક્ત ઉપર આપ કૃપાળ. જાગૃત કરો મારા૦ ૨
જેવાં કર્મ કરતાં કોપો કીરતાર, નથી કર્યા કર્મ તેવાં મેં લગાર;
ત્યારે શીદ પાડો કલેજામાં ફાળ. જાગૃત૦ ૩
નથી વછુટાં પાડયાં દંપતી[1] મંન, નથી દુભવ્યાં મેં ગુરૂઓનાં તંન;
ત્યારે શીદ આવો દુઃખદ દેખું કાળ. જાગૃત૦ ૪
નથી નિંદી સતીકથા ભગવાન, નથી કોઈ ભાંગ્યાં મેં ધર્મનાં સ્થાન;
નથી કોનાં પાડયાં પડાવ્યાં મેં બાળ. જાગૃત૦ ૫
છોડયો નથી ધર્મ સતીનો ભવેશ, છોડયાં નથી કર્મ સતીનાં મહેશ;
કરી કરૂણા જગના રખવાળ. જાગૃત૦ ૬
કદી કાંઈ અજાણતાં થયું પાપ, ક્ષમા કરો સકલ સૃષ્ટિના બાપ;
તારો એક આધાર દીનદયાળ. જાગૃત૦ ૭
છોરૂ કદી થાય કછોરૂ કોય, પિતર નવ થાય કુપિતર તોય;
સંભારો એ ધર્મ પ્રભુજી વિશાળ. જાગૃત૦ ૮
ઉગાર્યો સુધન્વા કરી તેલ શીત, ઉગાર્યો હણી ઝૂડ ગજ[2] રૂડી રીત;
ઉગાર્યાં લીંભાડેથી બીલ્લીનાં બાળ. જાગૃત૦ ૯
ઉગાર્યો પ્રહ્લાદ ભલો ભયભીત, ઉગાર્યા પાંચાલીપતિ ધરી પ્રીત;
દાસીપર ત્યમ દયા કરો ગોપાલ. જાગૃત૦ ૧૦

---

૧ વરવહુ. ૨ હાથી.

કરી વિખપાન હરી વ્રજ પીડ, ધરી ગિરી હાથે હરી જનભીડ;
પીધો અગ્નિ ભક્ત બચાવા કરાળ. જાગ્રત૦ ૧૧
કરી વિષની વિષયા ભુવનેશ, ધરી પ્રીત ભક્ત ઉપર બહુ બેશ;
લીધી ચંદ્રહાસ તણી સંભાળ. જાગ્રત૦ ૧૨
છોજી સર્વ શક્તિ તણા ધરનાર, છોજી જગ રચના તણા રચનાર;
છોજી સર્વ પ્રાણી તણા પ્રતિપાળ. જાગ્રત૦ ૧૩
હજી કેમ અરજ શુણો નહી કાન, વારે ચડો કેમ નહિ ભગવાન;
કરૂં કર ગરણાં થઇને કંગાલ. જાગ્રત૦ ૧૪
ટળવળું છું હું આપ ચરણમાં હો ઈશ, નજર કરો કેમ નહિ હું દીશ;
કરવો ધાર્યો શું છે અમારો કાળ. જાગ્રત૦ ૧૫
એમ કે'તાંમાં થૈ ગયું ગળું બંધ, પડી લોટ પોટ ભૂપર થઈ અંધ;
આવ્યું ભાન પણ ઋષિને તત્કાળ.' જાગ્રત૦ ૧૬

વલણ.

જાગ્યા ઋષિને ભાન આવ્યું, ત્યાં દીઠી પદ્મા ધરણીએ;
કહે શંકર દંપતિ તણી, લાગણી શી વિધ વરણીએ.

---

## કડવું ૫૦ મું.

### પિપ્પલાદ ઋષિ મૂર્ચ્છામાંથી જાગેછે, ત્યાં પદ્માકુમારીને મૂર્ચ્છામાં જોઇને ખેદ કરેછે. પછી થોડી વારે સતી જાગૃત થઇને પોતાના પતિને મળેછે.

ચોપાઈના બધા રાગમાં ગવાશે.

કહે કૃષ્ણ શૂણો રાધા સતી, નગને કહે અરૂંધતીપતિ;
મૂરચ્છામાં પથારીની પાસ, દીઠી પદ્માજીને ભરતી શ્વાસ. ૧
લાગ્યા ઋષિ ઘણાજ પસ્તાવા, અરે પદ્માના શા હાલ આવા;
ભૂખ દુઃખ ઉજાગરા ઘણા, તેની મેહેનતમાં નથી મણા. ૨
તેણે શરીર સર્વ સૂકાવ્યું, માંસ રક્ત સકળ ગુમાવ્યું;
કોણ માત તાતની એ બેટી, નિજ દેશ થકી આવી છેટી. ૩
પ્રભુ ઇચ્છાથી આંખ મીચાઈ, તો પછી એનું કોણ રે આંહીં;
નથી પે'રવા ખાવા કે રહેવા, નથી સુખ દુખ શુણવા કે કહેવા. ૪

મારે માટે થઈ દુખીઆરી, ગોટ પોટ પડી છે બિચારી;
એને શરીરનું નથી ભાન, પડી ભજતી ભજતી ભગવાન. ૫
મને કૈંક જણાય આરામ, એ એના કૃત્યનું પરિણામ;
એમ ધારી પદ્માનું શરીર, માંડ્યું પંપાળવા ધરી ધીર. ૬
ઉઠો ઉઠો સુપદ્મા પવિત્ર, શું રે ભાગ્ય દીસેછે વિચિત્ર;
રાજપુત્રી જાગૃત જરા થાઓ, મને ઔષધ વાટીને પાઓ. ૭
છેલું ઔષધ તો ગુણગારૂં, મને પાછળથી લાગ્યું પ્યારૂં;
ઉઠો ઉઠો હજી કેમ સૂવો, મારી સામું સ્નેહે જરા જૂવો. ૮
મને ઉઠીને ધીરજ આપો, અરે અંગ મારૂં જરા ચાંપો;
મને પથ્ય રાંધીને જમાડો, શૈય્યા બદલી બીજીમાં સૂવાડો. ૯
વસ્ત્ર બગડેલાં ધોવાને જાઓ, મને તૃષા લાગી જળ પાઓ;
ઉઠો ઉઠો અરે મારા પ્રાણ, જરા બોલો બોલો મુખ વાણ. ૧૦
હરિ હરિ આ તે શું કેવાય, દીસે પદ્માની શીતળ કાય;
કર્મ ફૂટ્યું મળ્યા ભોગ મારા, મારા પે'લી ચાલી મારી દારા. ૧૧
પિપ્પલાદ લાવી નેત્રે જળ, બોલ્યા માંડ માંડ કરી બળ;
શૂણી સાદ ઋષિનો ગભીર, થઈ બેઠી મરડીને શરીર. ૧૨
ગયાં નેત્ર ગયાં આવે વાણ, ગયા આવે શરીરમાં પ્રાણ;
કે આવે પાછું ગએલું ધંન, તેથી થાય રાજી જેમ જંન. ૧૩
તેમ પદ્મા ઘણી હરખાણી, ઋષિની સાંભળી વરવાણી;
ઋષિનાં કરી વર દરશન, થયું પ્રફુલ્લ પદ્માનું મંન. ૧૪
તૂર્ત ઔષધ પાઈ જમાડ્યા, પછી નરમ શૈય્યામાં સૂવાડ્યા;
સેવા કરવા બેઠી પોતે પાસે, ઋષિ મનમાં બહુજ વિમાસે. ૧૫
નેત્રે વ્હેવા માંડી જળધાર, મુખે બોલી શકે ન લગાર;
મન સંકોચે કરતાં ઉચાર, થાય બોલવાનો જ્યાં વિચાર. ૧૬
ચેતી પદ્મા પૂછે મહારાજ, કાંઈ કે'વાને ધારોછો આજ;
પણ કે'તાં કે'તાં અચકાઓ, સાચું બોલો મારા સમ ખાઓ. ૧૭
હું છું આપ ચરણની ઉપાસી, કરો આજ્ઞા ગણી નિજ દાસી;
પછી ખિન્ન થઈ ઋષિ ભાખે, ચાલ્યાં જાય અશ્રુ બંને આંખે. ૧૮

વલણ.

આંખે અશ્રુ વહે ઘણાં, બોલે ઋષિરાજાન રે;
કહે શંકર શ્રોતાં શુણો, પવિત્ર પદ્માખ્યાન રે.



# કડવું ૫૧ મું.

## ઋષિ પિપ્પલાદ વૃદ્ધાવસ્થામાં રાજકુમારીને પરણીને તેનો આખો સંસાર બગાડ્યા બાબત અત્યંત પસ્તાયછે.

રાગ સીતાજીની બારમાસીનો.

અહો રાજસુતા શીલધારી, સતી સુખદા પ્રતિ,
કેતાં ઉપડે ન મારી જીભ, મુંઝાય છે મમ મતિ;
મને પસ્તાવાનો પરિતાપ, આખે અંગે થાયછે,
અવિચારરૂપી મોટો કીટ, હૃદય કોરી ખાયછે. ૧
મારી વૃદ્ધ વયે ગઈ બુધ, શુદ્ધ સમજ્યો નહિ,
બ્રહ્મચારીપણું થઈ મૂર્ખ, ખોયું ખોયું તપ સહી;
લેવા જાતાં સંસારીડો લાવ, થયો રોગી ઊલટો,
આવ્યો આવરદાનો અંત, માર્ગ ન સુજ્યો સૂલટો. ૨
મને મારી ફિકર નથી કાંઈ, મરણ જન્મ સાથ છે,
પણ તારૂં થશે હવે કેમ, અરે તું અનાથ છે;
મેં તો ટોળામાંથી વછોડાવી, હરણી પૂરી ભોંય રે,
મેં તો ગાય લાવી મજ ઘેર, હળે જોડી હોય રે. ૩
મેં તો લાવી શાળિગ્રામ ઘેર, ઉપર વટણો કર્યો,
મેં તો ચીંતામણી લાવી ઘેર, બાળી રાખોડી કર્યો;
ઇંદ્રભુવન શોભવવાને જોગ, તુંને રાનમાં ધરી,
દેવને પણ દુર્લભ જેહ, તેને મેં દુઃખી કરી. ૪
મોટા રાજઋષિઓનો ત્યાગ, કરી તું મને વરી,
મારે કાજ વૈભવ છોડયો સર્વ, અરે શાણી સુંદરી;
ઘોડી ધંધામાં તોડી તે કાંય, છોડી પ્રીત અન્યની,
ઘર સારૂં દેખાવાને કાજ, અરે! બાવરી બની. ૫
દિનરાત મહાશ્રમે વસ્તુઓ, મેળવી ગોઠવી,
શણગાર્યું ભવન સતી રત્ન, ઊમંગી અતિ હવી;
પણ આજ થયું સહુ વ્યર્થ, કશો અર્થ નાસર્યો,
મને જીવવાની નથી આશ, શરીરે સળો ગર્યો. ૬

તારી ચાકરીને ઔષધોપચારમાં નથી મણા,
કરી ઉજાગરા કરી સેવ, મનસા વાચા કર્મણા;
તારૂં કર્યું કોથી નવ થાય, ઉપાય કોટી કર્યે,
ધોયાં તેં મળમૂત્ર અથાગ, અરે સૂગ ના કર્યે. ૭
ભર જોબનમાં થઈ વૃદ્ધ, કાયા તોડી તાહરી,
ગયું રક્ત ગયાં રૂપ રંગ, કરતાં ટેલ માહરી;
તારાં કૃત્ય અને વરવેણ, સંભારી પસ્તાઊંછું,
તારાં નેહ ભરેલાં નેણ, જોઈ અકળાઊંછું. ૮
મારે ઘેર આવી સુખ લેશ, નથી દીઠું તેં અરે,
નાત જાત સગાં સ્નેહી સર્વ, ત્યાગ્યાં મારે કાજ રે;
નથી ખાધું પીધું નથી ભો-ગવ્યું સંસાર સુખ રે,
એનો ધોખો મોટો મને થાય, પામું મહા દુખ રે. ૯
તુંને પુત્ર પ્રગટ થયો હોત, જેવો તેવો મુજ થકી,
તેને ખવરાવી લેવાડી લાણ, સંતોષાત કાંઈ નકી;
થઈ વૃદ્ધ શિથિલ થઈ ગાત્ર, કુપાત્ર તને વર્યો,
એથી શું બીજો હોય અન્યાય, અધર્મ અતિ કર્યો. ૧૦
રાજપુત્રી ભુંસી વાળ્યો ભવ, અરે મેં તો તાહરો,
એવા પાપથી છૂટકો કેમ, કરશે ઈશ માહરો;
મારો નિશ્ચે થશે મહા રૌરવ નર્કમાં વાસ રે,
યમદૂત દેશે મોટો માર, મકમ બાંધી પાશ રે. ૧૧
એની વેદના તો કદી વીસરશે, હજી રે ખરી,
પણ તું પર કર્યો ગજબ, તેની ન થશે પરી;
પણ રાજકન્યા કરજે માફ, મારૂં કીધેલું સહુ,
મારૂં મોત ન બગડે માટ, કર્ગરી તુજને કહું. ૧૨

વલણ.

-કર્ગરી કહું હું તુજને, એમ કહી ઋષિ થયા ગળગળા;
કહે શંકર શ્રોતાં શુણો, પછી વદે શું નિર્બળા.



# કડવું પર મું.

## પોતાના પ્રાણપતિનો શોક શમાવવાને ભલી પદ્માકુમારી દેશ કાળ વિચારીને પતિવ્રતાને છાજે એવો ધર્મ-યુક્ત ઉત્તર આપેછે.

કાચબો પૂછે કાચબીને—એ રાહ.

પદ્મા કહે મારા નાથ એવું શીદ, બોલો છો મુખથી આપ,
ભાવે ભજો ભગવાનને, જે છે ચૌદ ભુવનનો બાપ,
વ્યાધી સૌ દૂર જાશે રે, શામળઓ સહાય થાશે. ૧
મારે માટે પરિતાપ ન કરવો, ધરવો પ્રભુપર પ્રેમ,
નરવો એ કરશે દેહ તમારો, રાખશે કુશળ ક્ષેમ,
શાસ્ત્રમાં જુવો તપાસી રે, વદે શું મુખથી દાશી. ૨
કામ કર્યું મેં તો ઘરતું એ શું, પાડ કર્યો કહેવાય,
ઘરધણીયાણી બેશી રહે તો, ઘર શી રીતે શોભાય,
જગતમાં હલકી પડશે રે, ફજેતી પંડની કરશે. ૩
સાસરાંમાં જઈ જે કોઈ નારી, આદરે જો ન ઉદ્યોગ,
સંચય કરતાં સમજે નહિ, તેના કોઈક દી ફરશે ભોગ,
દુનીયાંનો દાખલો લેજો રે, પછી કહેવાનું કેજો. ૪
પતિસેવા સતી ધર્મ સનાતન, એમાં મને શાનો શ્રમ,
ચાકરીની થાય ચોર નારી તે, પામે ગતિજ અધમ,
પુકારીને વેદ ભાખે રે, પૂરે સૌ શાસ્ત્ર સાખે. ૫
મને વર્ષોમાં આપે કર્યો નથી, કોઈ પ્રકારે અન્યાય,
આપને સંગે ધર્મ પામી, થૈ પવિત્ર મારી કાય,
કરવો નહિ ખેદ ખોટો રે, ભજો ભવેશ મોટો. ૬
પૂર્વે કર્યાં હશે પુણ્ય ઘણાં કે, તપ કર્યાં હશે સાર,
તેણે પુણ્યે મને પ્રભુએ આપ્યો, આપ સમો ભરથાર,
પ્રભુનો એ પાડ માનું રે, નથી એ આપથી છાનું. ૭
નરનારી નીપજાવી જેણે, કર્યું સૃષ્ટિનું મંડાણ સાર,
એજ પ્રભુમાં ચિત્ત પ્રોવો, મારી ચિંતા ન કરશો લગાર,
પ્રભુને ભક્ત વાલા રે, કરો શીદ શોચ ઠાલા. ૮

રાખી ભરોસો ભજો પ્રભુને, ભલા મારા ભરથાર,
અંતરજામી સહાય થશે, કરશે શરીરમાં સુખસાર,
એવિણ સૌ વ્યર્થ જાણો રે, ખરો પ્રેમ એહમાં આણો. ૯
ખલક ખેલ ખોટા સૌ જાણો, ખોટાં સુત વિત દાર,
સાચો તો જગમાં એક પ્રભુ, જે નોધારાં આધાર,
દાસી શું મુખથી વદે રે, જાણો સૌ આપ રૂદે. ૧૦

વલણ.

એવું કહી ઉભી રહી, પદ્મા ચતુર સુજાણ રે;
કહે શંકર શ્રોતાં પછી, ઋષિ વદે શું વાણ રે.

---

## કડવું ૫૩ મું.

સતી પદ્માકુમારીનાં ઋષિ વખાણ કરેછે, પદ્માકુમારી તેને ઉંઘાડેછે, પછી ઋષિને સ્વપ્નામાં ધન્વંતરીવૈદ કહી જાયછે કે, તારી સ્ત્રી તુને ગંગાજળેથી નવરાવે તો રોગ મટે, પછી શાણી પદ્મા ગંગાજળ લાવવાની પ્રતિજ્ઞા કરછે, અને કેટલાંક સતીધર્મનાં સત્ય વચન કહેછે.

ચોપાઈના બધા રાગમાં ગવાયછે.

ધન્ય ધન્ય સહનશીલ સતી, તારો નિશ્ચય દ્રઢ જોઈ અતિ;
મારૂં દુઃખ અરધું ઓછું થાય, આજસુધી નીભાવી તેં કાય. ૧
આવડી જાણી નોતી કસેલ, પણ ધન્ય ભામિની ભણેલ;
નિદ્રા આવી નથી દિનરાત, એથી થાય અતિ ઉત્પાત. ૨
બોલ્યાં પદ્મા હો સુજ્ઞ મુનિંદ્ર, લાવવી હોય જો ઝટ નિંદ્ર;
ધ્યાન જગદીશનું ચિત્ત ધરો, મનનો ખરૂખરો પરહરો. ૩
ઉંઘનો ઉપચાર કરૂંછું, દીન દયાળને સમરૂંછું;
બન્ને મૌન રહ્યાં થોડી વાર, આવી ન આવી નિદ્રા લગાર. ૪
એટલામાં ઝબકી ઋષિ જાગ્યા, સતી સતી કરવા મુખે લાગ્યા;
પ્યારી સ્વપ્ન મને એક હતું, તેમાં આશ્ચર્ય દીઠું મેં નવું. ૫

ધન્વંતરિએ[1] દેઈ દરશન, સંભળાવ્યું મધુર વચંન;
તારી સ્ત્રી જો તને નવરાવે, ગંગોદકે[2] કરી તને ભાવે. ૬
થૈશ આરોગ્ય આનંદકારી, વાણી માનજે સત્ય તું મારી;
એટલું કહી થયા અદર્શ, પ્રભુ દેખાડશે શું રે હર્ષ!! ૭
પણ કેમ તારાથી જવાય, તારી મેહેનતે નંખાણી કાય;
વળી વાટ વિકટ છે વિશેક, કેમ જવાય રે એકાએક. ૮
શૂણી સોનાની પતિમુખ વાણી, બોલી પદ્મા પ્રભુને વખાણી;
ખંમાં કરે મારા નાથ તમને, પતિસેવામાં દુઃખ ન અમને. ૯
મારા નાથ ઉપર મારો દેહ, કુરબાન કરૂં ન સંદેહ;
તમ ઉપર હું ઘોળી જાઊં, પાણી લાવ્યા પછી હવે ખાઊં. ૧૦
મારૂં તન મન જીવન આખું, સ્વામી ઉપર ઓવારી નાંખું;
જ્યાંસુધી વહે દેહમાં રક્ત, ત્યાંસુધી લાવું જળ થઈ ભક્ત. ૧૧
ગંગાજળ લેવા સદ્ય સંચરૂં, દુઃખ બીક બધી પરહરૂં;
આપ કરતાં ન કાયા વિશેષ, ભલે વાટ વિકટ હોય બેશ. ૧૨
જે નારીના ચરણ કર પ્રીતે, વવરાય ન નિજપતિ હિતે;
તે નારીને હજોજી ધિક્કાર, હોય તેહને નર્કાધિકાર.[3] ૧૩
પહાડને ટુંકે રસ્તેથી અદ્ય, જઈશ તો જળ લાવીશ સદ્ય;
લાંબે રસ્તેથી જાઊં આવાર, તો લાગે દિન વાટમાં બાર. ૧૪
જતાં વળતાં થશે યુગ્મ[4] યામ,[5] આપો આજ્ઞા મને મારા શ્યામ;
એમ કહી કમંડળુ લીધું, વાણીથી પતિ પૂજન કીધું. ૧૫
પતિની કરી ત્રણ પરિક્રમા, પ્રાણી માત્રની છોડીને તમા;
કર જોડી કરીને પ્રણામ, મહારાજ આવુંછું હું આમ. ૧૬
દિન ઉગે પોચી ગંગાતટ, પોર દિન ચડે આવીશ ઝટ;
મારે માટ ઉચાટ જરાય, નવ કરવો ભલા ઋષિરાય. ૧૭
એમ કહી ત્યાંથી પદ્મા ચાલી, પોર રાત હતી બાકી કાળી;
ચાલતા પેહેલાં દેવ સંભારી, કરી સ્તુતિ પતિ રક્ષનારી. ૧૮
પૃથ્વી અપ તેજ વાયુ આકાશ, જ્યાંસુધી હું આવું પતિપાસ;
ત્યાંસુધી સાજા-તાજા સંભાળી, રાખશો તનની વ્યાધી ટાળી. ૧૯

---

૧ દેવતાઓનો વૈદ્ય. ૨ ગંગાજળે. ૩ નર્કમાં પડવાનો અધિકાર. ૪ બે. ૫ પહોર.

**વલણ.**

તનની વ્યાધી ટાળીને, સાજા રાખશો કંથ રે;
પાછી આવું જ્યાંસુધી, પૂરો કરીને પંથ રે.

---

## કડવું ૫૪ મું.

### પતિવ્રતા પદ્માકુમારી અંધારી રાતમાં ગંગાજળ લેવા જાયછે. ત્યાં ભૂલી પડેછે. ઝાડી, પહાડ, કોતર, નદી, નાળાં, અને કેટલાંક બિહામણાં પ્રાણીઓ વગેરે તેને અત્યંત દુઃખનાં કારણ થઈ પડેછે. અંતે ઘણી પીડા પામવાથી કપાળે હાથ મૂકી એક ઠેકાણે ઉભી ઉભી શોચ કરેછે.

ચોપાઇની ચાલમાં ગવાયછે.

મહા કૃષ્ણ સ્વમુખથી ઉચારે, સતી રાધિકા અંતર ધારે;
ચાલી પદ્મા કમંડળુ સાહી, અતિ વેગથી સ્નેહે દોરાઈ. ૧
જેમ પંખિણી જાય ગગંન, તેમ ગઈ તે રાખી દૃઢ મંન;
વીજળી વેગે ધસમસી ગઈ, તેની માર્ગમાં શી ગતિ થઈ. ૨
રાત અંધારી પોતે અજાણી, ન સૂજે વૃક્ષ પાણા કે પ્રાણી;
જાય દિશા ઉપર ધસમસી, બાકી ખબર મળે નહિ કસી. ૩
ખેર ખાખર બાવળ બોર, આડા આવેછે કંટાળા થોર;
શીમળા આમલી વડ આંબા, પીપળા લીંમડા થાય સાંબા. ૪
બોરડી કર્મદી ને ખજૂરી, ગોખરૂની તો વેદના બૂરી;
કેર વૈરિણી થૈ પડે આડી, ઝાડ ઝાંખરાંની મોટી ઝાડી. ૫
સાગ સીસમ ને મોટા તાડ, રાતમાં થયો દશમોવાડ[1];
તેમાં ભૂલી પડી રે બિચારી, પિપ્પલાદ મુખે જપનારી. ૬
આમ તેમ આથડીઆં ખાય, કાંટાના જાળામાં જઈ ભરાય;
અંગ ઝરડાંમાં ઉઝરડાય, જેમ જેમ ઉતાવળી થાય. ૭
પડે શરીરે શોણિત[2] ધાર, કાંટા પગમાં ભાગ્યા છે અપાર;
પતિમાટે ઘણી અકળાય, વાર લાગેછે રે હાય હાય!! ૮

---

૧ દિશા ભૂલી જવી. ૨ લોહી.

મોહું થશે પાછી જતાં ઘેર, તો તો થાય રખે કાંઈ ફેર;
ઘોર વનમાં રે માનવ કયાંથી, મને રસ્તો બતાવે આમાંથી. ૯
મારો ખેલ બગાડયો ખચીત, કાળી રાતે કરી ભયભીત;
હવે કયાં જાઊં ને કરૂં કેમ, કેમ નિકળાય આમાંથી ક્ષેમ. ૧૦
પ્રભુનું ગમતું સહુ થાશે, માનવી મનમાંજ મૂંઝાશે;
એમ કહી દોડી આડી વાટ, પડતી ખડતી ને કરતી ઊચાટ. ૧૧
માંડ માંડ ઝાડીથી નિકળી, ખાડા ટેકરામાં જઈ પડી;
ડુંગરા ને મોટી મોટી ખોય, ઓળંગે નગણી લેશ ભોય. ૧૨
ઘડીમાં છેક પાતાળે પોચે, ઘડીમાં ચડે પર્વત ટોચે;
એમ ચડતી રખડતી ઉતરતી, ઘણા જોરથી કાપતી ધરતી. ૧૩
વાઘ વાનર સિંહ શીયાળ, પાડે તાડ પડે મોટી ફાળ;
રીંછ વરાહ સાબર ઘોય, કતરાઈ ફુંફવીને જોય. ૧૪
પતિ નામનો આશરો ધારી, પ્રાણીમાત્રની બીક નિવારી;
નદી નાળાં ભયંકર ધ્રોય, ઓળંગી ચાલી આગળ જોય. ૧૫
પણ આરો ન કયાંય જણાય, સતી મનમાં ઘણી ગભરાય;
ત્યારે ઉભી ઉભી મસ રોય, આડું અવળું નીચું ઉંચું જોય. ૧૬
અંતે વ્યાકુળી કર દૈ કપોળે, હાય રખડી પડી એમ બોલે;
મુખે નિઃશ્વાસ મૂકે ઘણેરા, અંધારે ફાંફાં માર્યે ન વેરા. ૧૭

વલણ.

વેરા ન ફાંફાં મારતાં, અંધારે અટકી પડી;
કહે શંકર સતીએ પછી, સંભાર્યા પ્રભુ તે ઘડી.

---

## કડવું ૫૫ મું.

### પ્રાતઃકાળના વખતનું—વન તથા ઋષિના આશ્રમ વગેરેનું—વર્ણન.

રાગ ઉપરનો.

કહે કૃષ્ણ રાધા સતી પાસ, સતીએ સમર્યા પ્રભુ પામી ત્રાસ;
એવે આભમાં આવી ઉજાશ, દૃષ્ટિએ માંડયો પડવા પ્રકાશ. ૧
નભે માંડયો બદલવા સુરંગ, એથી આવ્યો સતીને ઉમંગ;
દિશા સાંધીને આગળ ધાઈ, આવી ઉલ્લટ અંગ સવાઈ. ૨

નાનાં નાનાં દેખાય તળાવ, દીઠા પદ્મના[1] સુષ્ઠુ[2] દેખાવ;
આકાશી રંગ અદ્દ્ભુત ભાસે, જોઈ પદ્મા અતીશ ઉલ્લાસે. ૩
હવે આવ્યું સપાટ મેદાન, ત્યાં ઉગ્યા દિનકર[3] ભગવાન;
સૂર્યે સોનેરી રંગની સાડી, આખી ધરણી ઉપર શું ઓઢાડી. ૪
થયો હર્ષ દિશાઓ દેખાઈ, આડી અવળેરી વાટ જણાઈ;
જગકર્ત્તાની મધુર સ્વરે, સ્તુતિ કરતાં આમ તેમ ફરે. ૫
રાતાં પીળાં કાળાં કાબરચિત્રાં, દીઠાં પક્ષીઓ વિવિધ વિચિત્રાં;
કોઈ ચકચક બકબક બોલે, કોઈ ટીહુ ટીહુ કરી ડોલે. ૬
શુક સારિકા કોયલ મોર, બુલબુલાદિ પક્ષી કરતાં ઘોર;
એક ડાળે થકી બીજી ડાળે, હરિગુણ ગાતાં પદ્મા ભાળે. ૭
સ્વચ્છ સુગંધી શીતળ વાય, ધીમો ધીમો સવારમાં વાય;
આહા! ઈશ્વરની બલિહારી, શી વનસ્પતિને શણગારી. ૮
નવપલ્લવ પુષ્પિત દેખું, જેની શોભાનું થાય ન લેખું;
ચંપા ચંબેલી કેતકી જાઈ, ફૂલ ગુલાબ જાય ફૂલાઈ. ૯
લીંબુ જાંબુ નારંગી દાડમ, તેના જ્યાં ત્યાં દેખાય આશ્રમ;
જામફળી શીતાફળી કેળ, ફળ ભારેથી લચી રહેલ. ૧૦
આંબા આમલી બોરડી દ્રાખ, પ્રભુ કરણીની પુરતા શાખ;
પરમારથે રાખીને પ્રીત, પંથીનું કરતાં નિત્ય હિત. ૧૧
વિવિધ વૃક્ષો લતાઓ ને છોડ, જેનાં ફળફૂલમાં નહિ ખોડ;
અલીવૃંદ[4] અતિ ઉભરાય, મકરંદ[5] લેઈ મલકાય. ૧૨
કુંજબિહારીનો મહિમાય, ગુંજારવ કરી ગુણગણ ગાય;
પ્રાણીમાત્ર ન વૈર દેખાડે, શૂક શ્યેન પરસ્પર લાડે. ૧૩
ચાટે સિંહનું મુખ શીયાળ, મુશકોને રમાડે બીડાલ;
સર્પ મેડક સાથમાં ફરે, ચીતરા બકરાં સાથે ચરે. ૧૪
રીંછ વરૂ ગાયો અજા જોડે, છોડી વેર ફરે ચરે કોડે;
એવું જોઈ સતી હરખાય, આહા! કેવો પ્રભુ મહિમાય. ૧૫
હરિલીલા સહુ વનમાંય, રસ ગંધ હરીગુણ ગાય;
જોતી જોતી આગળ ચાલી જાય, દીઠા આશ્રમ ઋષિઓના ત્યાંય. ૧૬
મોટે સ્વરે કો પરભાતિ ગાય, કરે દાતણ ને કોય ન્હાય;
કૈક અગ્નિહોત્રાદિક કર્મ, કરે જે ખરા બ્રાહ્મણ ધર્મ. ૧૭

---

૧ કમળના. ૨ સુંદર. ૩ સૂરજ. ૪ ભમરાનાં ટોળાં. ૫ ફૂલનો રસ.

કેક છાત્રોને[1] વેદ ભણાવે, પ્રભુ ભજન કરે કોઈ ભાવે;
કોઇ વર્ણાશ્રમી ધર્મ ભાખે, કોઇ શાસ્ત્રના મર્મને દાખે. ૧૮
કોઇ બોધે છે પતિવ્રતા ધર્મ, કોઇ શીખવે કુલવતી કર્મ;
વિશ્વંભરને ઘણાક આરાધે, કોઇ પાતંજલી જોગ સાધે. ૧૯
પરબ્રહ્મનું કો ધરે ધ્યાન, કોઈ બોધે છે બ્રહ્મજ્ઞાન;
કોઈ મુનિવ્રત ધારીને બેઠા, કોઈ આસન વાળેછે હેઠા. ૨૦
એક ભુક્તી કોઈ કો ફળારી, પત્ર ભક્ષી કોઈ જળાહારી;
ધૂમ્રપાની પવનાદ[2] કોય, કોય અનશનવ્રતિક[3] હોય. ૨૧
ઉર્ધ્વ બાહુ કોઈ ઉર્ધ્વ ચરણ, કોઈ તપ કરે ઉભીને ધરણ;
ચિરકાળી સમાધિસ્થ ભાળ્યા, માથે ઉધૈયે રાફડા વાળ્યા. ૨૨
ઘાલ્યા જટામાં પક્ષીએ માળા, જોઈ ચકિત થઈ ભૂપબાળા;
એમ જુદાં જુદાં જોઈ સ્થળ, થઇ અંતર અધીર સબળ. ૨૩
વેદધ્વની મહા સંભળાય, કોઈ કરે પ્રભુની પૂજાય;
જોતી ચાલી આગળ ઝટપટ, ત્યાં તો દીઠો ગંગાજીનો તટ. ૨૪

**વલણ.**

ગંગાજીનો તટ દેખી, હરખી પદ્મા મન ઘણું;
કહે શંકર શ્રોતાં શુણો, આખ્યાન શ્રી પદ્મા તણું.

---

## કડવું ૫૬ મું.

### ગંગાજળનો કમંડળ ભરીને પાછી ફરતાં પદ્માકુમારીને રસ્તામાં પડેલી વિપત્તિ અને આગળ જતાં વડના ઝુંડમાં એક રાજાનો તેને થએલો મેલાપ.

સવૈયાની ચાલ. રાગ લાવણી—આરાધી.

દેખી ગંગાતટ હરખાણી, જ્યાં માનવ ભાવે ન્હાય,
સ્તુતિ કરે કોઇ ભરે વિમળ જળ, કોઇ ગંગાના ગુણ ગાય;
ઋષિ મુનિ તપધારી આચારી, નિત્ય[4] કરે ગંગાતીર,
સંધ્યામાળા પાઠ પૂજાદિક, તરપણ શ્રાદ્ધ ધરી ધીર. ૧

---

૧ વિદ્યાર્થીઓ. ૨ પવન ખાઈને રહેનારા. ૩ ઉપવાસ કરનારા.
૪ આન્હિક.-સંધ્યા, માળા, પાઠ, પુજા વગેરે.

પાપપુંજ ધોવા પરદેશી, જન મન રાખી ઉલ્હાસ,
હર ગંગે હર ગંગે ઉચરી, મારે ડુબકી બની દાસ;
ભૂદેવો ભોળા જનને, ભરમાવી મસ ધન ઓકાવે,
અગડં બગડં અવળે સવળે, કરી પ્રપંચે જો ફાવે. ૨
રાજપુત્રી પણ આરે આવી, કરે સ્તુતિ જોડી પાણ,
અધમ ઉધારણી પતિત પાવની, કરજો કુશળ કલ્યાણ;
પછી સ્નાન કરી વસ્ત્ર નીચવી, ભર્યું કમંડળુ પતિમાટ,
નમન કરી ચોંપેથી ચાલી, લીધી આશ્રમની વાટ. ૩
મારા પતિને કેમ હશે એ, ઉચાટ મનમાં અતિ થાય,
પોર દિવસ ચડવાને આવ્યો, એથી મજ મન મૂઝાય;
અબળાની શક્તિ રે કેટલી, કેટલું મજથી દોડાય,
દૂર જવું છે ઘણું માહરે, આકુલ વ્યાકુલ મન થાય. ૪
આ રેતી વેરણ થઈ લાગી, પગ બાળે કેટલું સહિએ,
સૂર્યનારાયણ દયા તજી તપવા, લાગ્યા રે શું કહિએ;
આંધળી દોડ કરી મેં રાતે, ભમતાં ભૂતતણી પેઠે,
પથ્થર કંકર કંટક ભાગ્યા, નહિ દેખાયું કંઈ હેઠે. ૫
અરે અંગ આખું ઝરડાયું, શિર ફૂટયું પથ્થર વાગે,
રાતેં તો ન જણાયું કંઈ પણ, આ વખતે વશમું લાગે;
બળબળતા આ લૂના ભડકા, તડકા પ્રલયાગ્નિ ભાસે,
ચાલતાં પગ ઢચકી જાયે, અરે નાથનું શું થાશે. ૬
આય રહી નથી કાય વિષે ને, જાય જીવ એવું ભાસે,
આંખે અંધારાં આવેછે, આશ્રમમાં કેમ પો'ચાશે;
ચાલી ચૂંથ અરે રે! મોટી, ઉદરવિષે અકળાઈ મરૂં,
ભૂખ દુખ ભેળાં થે મારે, પ્રભુ હવે હું કેમ કરૂં. ૭
મારી આશાનો અંકુર મો–હું થાશે તો કરમાશે,
પંજરનો પોપટ આપે લઈ, પીશે ને કયાંથી ખાશે;
ગહન ગતિ છે દૈવતણી, સુરનર મુનિવર કો નવ જાણે,
હું અબળાનું કોણ ગજું, કરવું શું મારે આ ટાણે. ૮
આગળ જાતાં સુંદર શીતળ, રમણિય વડનું વન આવ્યું,
પદ્માને ચાલ્યાનું જોકે, જરા જરા આવ્યું ફાવ્યું;

એવે સામેથી આવંતો, સુવર્ણરથ દીઠો સારો,
અનૂપ અશ્વો જોડેલા સા–થે બીજા ખટ અસ્વારો. ૯
ધમધમ કરતો ઘણા વાજમાં, દોડંતો આવે સામે,
તબડક તબડક ખરીઓ બોલે, રાજ પુત્રી મન ભય પામે;
નિર્જન વનમાં રેતી રણમાં, હશે કોણ આવે ટાણે,
સજ્જન દુર્જન કેમ પરખીએ, જનમનની જનમન જાણે. ૧૦
રાજવીર કો રથમાં બેઠો, અદ્દભુત રૂપ અતિ દીસે,
અથવા આકાશેથી ઉતર્યો, અમર ગંગ નાવા મીશે;
હોય ગમે તે તેમાં મારે, વિચાર શું છે કરવાનો,
એક બાજુએ થૈ આશ્રમનો, મારગ ઝટ અનુસરવાનો. ૧૧

વલણ.

મારે એક બાજુ થઈ, મારગ અનુસરવો સહી;
કહે શંકર ચુપચુપ જતાં, ફિકર કંઇએ છે નહિ.

---

## કડવું ૫૭ મું.

### રસ્તામાં સતી પદ્માકુમારીને રાજાનું રૂપ ધારણ કરેલા ધર્મરાજાનો મેળાપ થાયછે. અને એ બંનેનો ચિત્તાકર્ષક સંવાદ ચાલેછે.

રાગ ઉપરનો. જુસ્સાથી ગાવું.

કૃષ્ણ કહે રાધા સતી શુણીએ, અદ્દભુત રાસ અતિ પ્રીતે,
ગુરૂ વસિષ્ઠ શુણાવે સ્નેહે, હિમાચળ ધારે ચિત્તે;
નિર્ભય થૈ તરૂ ઓથ રહીને, વિચારતી મનમાં નારી,
મારગ મૂકી ચાલી જઉં તો, લાજ રહે જગમાં મારી. ૧
પડખે તરીને જાય હજી ત્યાં, અસ્વારે ઉભી રાખી,
એકલડી અબળા આ વખતે, ઉભી રહી હિંમત દાખી;
મારે કામ ઘણું છે ભાઇઓ, કેમ કરો વચમાં ખોટી,
પુષ્પ ઘેર મૂકી આવીછું, કરમાશે એ બીક મોટી. ૨
અસ્વારો કહે હિંમત રાખો, ઉતાવળાં ન થશો બાઈ,
હુકમ શૂણી નરપતિનો તમને, બોલાવા આવ્યા આહિં;

દશા તમારી જોઇ રાયને, દયા ઘણી મનમાં આવે,
સંકટ હરવા સુખડાં ભરવા, પોતાપાસે બોલાવે. ૩
હરખ શોક સાગરની અથડા-અથડી વચ્ચે અથડાતી,
રાજા સંમુખ આવી ઉભી, કઠણ કરી કોમળ છાતી;
મોહ પામીને રાજા બોલ્યો, અરે સુંદરી આ વનમાં,
વ્યાકુળ થઇને કેમ ફરેછે, દુઃખ વેઠેછે કયમ તનમાં. ૪
સુંદર તનડું સુંદર મુખડું, પગપાની કુંકુમ વરણી,
ભાગે આંફળિ ફાંફળિ થૈ કયમ, જૂથ વછૂટી જ્યમ હરણી;
આતપથી[1] અકળાણી કાયા, ને મુખપંકજ કરમાયું;
આવે વખતે આ જંગલમાં, શા કારણથી વિચરાયું. ૫
કોમળ ચરણ કમળ અડવાણા, ઘસડાતા તારા જોય,
દયા ઉપજે દુશ્મનને તો, સજ્જન કયમ દુઃખી ના હોય;
મૃગશાવાક્ષી[2] અહો કૃશાંગી[3], નિર્દય થૈ કોણે આંહિં,
કઠણ ધરામાં કાઢી મેલી, અન જળ ફળ ન મળે જ્યાંહિં. ૬
અથવા ઘરના દુઃખથી શું, ગભરાઈ અકળાઈ કાંઈ;
વિરાગ પામી તીર્થાટન કર-વા ફરવા માંડ્યું બાઈ;
કાંતિ લક્ષ્મી સરખી ઝબકે, વિમાનને શોભવનારી,
સુ વસ્ત્રાભૂષણ વોણી કયમ, ફરે સાધ્વી થઈ નારી. ૭
સહસ્ર દાસી કયમ સાથે નથી, લીધી લીધું નથી વાહન,
વસમા ઉના વાયુથી, ભરખાયું દીસે અનુપમ તંન;
દૈવી આફત સહ્યા છતાં, સુંદરતા નથી રહેતી ઢાંકી,
રાજ મેહેલમાં બિરાજતાં હો, તો પછી શું કહેવું બાકી. ૮
નાગ સુતા કે દેવ સુતા છો, સત્ય વચન મુખથી બોલો,
રાજ સુતા કે ઇંદ્ર અપ્સરા, સંશય મારો ઝટ ખોલો;
અધર બિંબ પરવાળા સરખું, વદન પૂર્ણ ચંદો જાણું,
ભાગ્યશાળી તુજ માત પિતાને, ધન્ય ધન્ય હું પ્રમાણું. ૯
જેણે જન્મ દઈ તુજને, આનંદે ઉછરંગે લીધી,
રમાડી જમાડી સુહેડા સાથે, ચાંપીને બચીઓ કીધી;
જપતપ તીરથ વ્રત ને દાનો, જેણે બહુ કીધાં હોશે,
આ સોનાનું સાવજડું તે નર, નિજ ઘર મધ્યે જોશે. ૧૦

---

૧ તડકાથી. ૨ હરણનાં બચ્ચાંના જેવી આંખવાળી. ૩ દુબળા અંગવાળી.

ત્રિલોકમાં તારા પતિનું કોણ, ભાગ્ય વર્ણવી શકનારૂં,
તારાં દર્શન કર્યાં જેમણે, સફલ જન્મ તેનો વારૂ;
ભૂચર ખેચર પ્રાણી જેને, દર્શન આપતણાં થાય,
તેને ધન્ય ધરાને પણ ધન્ય, જેપર તમથી વિચરાય. ૧૧
કોણ તાતની બેટી બાળા, કોણ ભાગ્યશાળી માત,
કોણ અને કયાં છે પતિ તારો, કહે મુખથી સત વાત;
સંશય મુજને થાયજ મોટો, કમંડળુ લૈ કયાં જાય,
આવડી કયાંથી ઉઝરડાણી, કંચન વરણી તુજ કાય. ૧૨
શરમાતિ શરમાતિ પદ્મા, બોલી નીચું નીહાળી,
મનુવંશકુળદીપક રાજા, અનારણ્યની હું બાળી;
મહામુની યોગીંદ્ર તપસ્વી, પિપ્પલાદ ધર્મચારી,
મહા જ્ઞાની ને પવિત્ર મોટા, તેની પતિવ્રતા નારી. ૧૩
દૈવેચ્છાથી મારા તાતે, પિપ્પલાદને પરણાવી,
સ્વધર્મ જાણી સેવું તેને, પૂર્ણ પ્રેમ હૈડે લાવી;
રોગગ્રસ્ત થયો મુજ સ્વામી, ભાગ્ય વશેજ ભલા મહાજંન,
ગંગાજળ લૈ જઉં તેમાટે, નવરાવી કરવા પાવંન. ૧૪
તમે કોણ શામાટે અત્રે, વિચરો છો બોલો મુખવાણ,
તુર્ત જવાની આજ્ઞા આપો, માગુંછું જોડી બે પાણ;
વૈદકમાં જો જ્ઞાન હોય તો, પધારશો મજ આશ્રમમાંય,
પવિત્ર પગલાં કરી કૃતારથ, કરો મને જો તમ મન ચ્હાય. ૧૫

### વલણ.

કરો કૃતારથ રાયજી, જો માને મન તમતણું;
મજ પતિ જો સાજો થશે, તો પાડ તમારો અતિ ગણું.

---

## કડવું ૫૮ મું.

### પતિવ્રતા પદ્માકુમારી અને ધર્મરાજાનો મનોહર સંવાદ ભાગ બીજો.

રાગ ઉપરનો–જુસ્સાથી ગાવો.

વસિષ્ઠ હિમાચળ પ્રત્યે કહે, રાધા પ્રત્યે કૃષ્ણ કવે,
પતિ આરોગ્ય થવા રાજાને, સતી ઘણી વિધ વિધ વિનવે;

શૂણી ધર્મરાજા જે નૃપનું,[1] રૂપ લઈ આવ્યા આંહિં,
અંતરતત્ત્વ તપાસી જોવા, બોલ્યા મુખવાણી ત્યાંહી. ૧
અહો ભામિની કોકિલ કંઠી, મૃદ્વંગી[2] તારે તાતે,
વરાવી ઘરડા કદ્રૂપા રો-ગી કુબડા વર સંહાથે;
તેમાં પાપ ગણ્યું નહિં મોટું, ધિક ધિક તેના ડહાપણને,
દયા ઉપજે મારા તનમાં, જોઈ તારા ભલપણને. ૨
કહેવત છે કે ગાય દીકરી, જ્યાં મૂકે ત્યાં તે જાય,
વગર વિચારે પણ મોકલ-નારો પાપી નર્કે જાય;
વાંક ન લેખું તાતતણો, ઉપકાર ગણું મોટો એનો,
પિપ્પલાદ સાથે પરણાવી, વિષ્ણુવત્ મહિમા જેનો. ૩
તારા ચરણ ધરાપર ધરવા, સરજ્યા નથી વિધાતાએ,
ઉપજાવ્યા મખમલપર ફરવા, ધરવા શુદ્ધ ગલીચાએ;
વલ્કલ ભસ્મ રૂદ્રાક્ષજ ધરવા, સરજ્યો દેહ નથી તારો,
કસબી જરીનાં રંગબેરંગી, ચીર પે'રવાને ધાર્યો. ૪
રત્નજડિત હાટક[3] મુક્તાનાં, આભૂષણ અંગે સોહીએ,
આ અંગે તો અતર અરગજા, કસ્તુરી કેસર જોઇએ;
ધંધો કરવા લાયક તુજને, નથી કરી કાંઈ કીરતારે,
મોજ શોખ વૈભવ ભોગવવા, સરજાવી છે સૃજનારે. ૫
ઉઘાડા સ્થળમાં એકલડી, નથી શોભતી રે નારી,
વિમાન શિબિકા[4] કે રથમાં, ઘણી દાસીસોત શોભે સારી;
કહે પદ્મા અધવચ રોકીને, આવડો ડોળ કરો શાને,
સર્વ પ્રકારે સુખ છે મારે, નથી ઓછ કાંઈ કે'વાને. ૬
વ્યાધિગ્રસ્ત[5] શરીર સ્વામીનું, એજ એક પીડા મોટી,
બાહ્ય[6] વસ્તુની બીજી શોભા, સર્વે માનુંછું છોટી;
ઔષધનું જો જ્ઞાન હોય તો, પધારશો વિનતી ધારી,
સ્વામી જો સાજા થાશે તો, થૈશ જન્મની ઉપકારી. ૭
અથવા આપ પધારો જ્યાં, જાવાની મરજી મન હોય,
ખોટી ન કરો મજને ઠાલી, વાટ પતિ મારો જોય;

---

૧ રાજા. ૨ કોમળ અંગવાળી. ૩ સોનું. ૪ પાલખી. ૫ રોગે ગળેલો. ૬ બહારની.

કહે ધર્મ અજ્ઞાની નારી, જુવો વિચારી દીલસાથ,
ઘરડો કાયા ખખડી વળી રોગેં ઘેર્યો છે તુજ નાથ. ૮
તેમાં મોહ અરે શો સજની, ધૂમ્ર સાથ ભીડો બાથ,
કુશકા ખાંડ્યાથી કણ ક્યાંથી, અરે આવશે તુજ હાથ;
નીર વલોવી માંખણ ક્યાંથી, મેળવશો મોટી નાદાન,
ધૂળ ધમ્યાથી મળે ન કંચન, મૂરખ શું ભૂલો ભાન. ૯
રોગરહિત તન થાશે તોપણ, વૃદ્ધપણું નથી ટળવાનું,
હાડ પાંજરાં સાથે શી વિધ, સંસારિક સુખ મળવાનું;
તારૂં રક્ષણ પોષણ કરવા,-ની શક્તિ મુનીમાં નોય,
તો ઇચ્છિત વસ્તુ શું આપે, શું વળગી રૈ' છું તોય. ૧૦
વિદ્યુત[1] સરખી કાયા તારી, તે મઢીમાં શોભે કેમ !
નૃત્ય કળા કુશળા કલ્યાણી, નવ શોભે તું ત્યાં તેમ;
અહો વિચિત્રા ગતિ દૈવની, રાજહંસો ક્યાં ક્યાં ઉલૂક,
કામધેનું ક્યાં ને ગર્દભ ક્યાં, કોકિલ કાગ વરી કરી ચૂક. ૧૧
શામ વેણી નવ જોબનવંતી, તું ક્યાં ને ક્યાં ઋષિ પિપ્પલાદ,
સમશીલ વય રૂપ જોડ મેળવી, નથી વિધાતાએ કરી યાદ;
હર હર હીરો લોઢે જડીઓ, પાયસમાં[2] સિંધવ ભળિઓ,
શરદ ઋતુના પૂર્ણ ચંદ્રને, કાળા રાહુએ ગળીયો. ૧૨
કનક લતા રોપી વગડામાં, એ બ્રહ્માએ ભૂલ કરી,
સુધારવી સમજુએ શું નહિ, હોય શક્તિ ઘટમાંહી જરી;
અરે પદ્મિની સંકટ સહેવા, નથી સૃજાવી તારી કાય,
જોબન તારૂં જાય વ્રથા રે, હાય મને એનું દુઃખ થાય. ૧૩
સર્વ પ્રકારે જોતાં સુંદરી, એ વર યોગ્ય નથી તારે,
માટે બીજો કર મનમાન્યો, કાળજડાં તારાં ઠારે;
ખોળતાં નહિ જડશે એવો, મુજ સરખો રસીઓ રાગી,
માટે ગોરી મુજને વર રે, કરજોડી લીધું માગી. ૧૪
અનેક દાસ દાસીઓ સોપું, કહ્યાગરાં સેવાસારૂ,
વૃદ્ધ પતિ સાથે તારો, જમવારો કેમ જશે વારૂ;

---

૧ વીજળી. ૨ દૂધપાકમાં.

અઢળક સંપત્તિ અનૂપ વૈભવ, અદ્ભુત રાજરિદ્ધિ મારે,
દુખ મૂર્ત્તિ રોગી ઋષિને તજી, ભજી મને ભોગવ ભારે. ૧૫
દેવાંગના સમ સહસ્ર નારી, રૂપ ગર્વિતા છે મારી,
તે સર્વે સેવામાં રહેશે, કરજોડી આગળ તારી;
પટરાણી કરી થાપું આપું, હેમ હીરા માણેક મોતી,
પાણી સાટે દૂધ અપાવું, વસ્તુ સૌ આપું જોતી. ૧૬
મણિમય મોટા મ્હેલ મહીં શુભ, છપર પલંગે પોઢાડું,
જરીઅન હીરાગળ વસ્ત્રો કે, શાલ દુશાલા ઓઢાડું;
કામ કદી કાંઈ જાગે મનમાં, હુકમ કરી મુજને કે'જો,
મરજીરૂપ કરી આપીશ ઝટ, મન માન્યું માગી લેજો. ૧૭
લાવણ્યતા પામી પુણ્યે તો, પામ રાજ સુખ વન છોડી,
સુખ સર્વે ત્યાગેલ અભાગી, મુનિથી શું પ્રીતિ જોડી;
વિચાર શું મનમાં કર મોટો, આવ સુરથમાં બેસાડું,
રાધાકૃષ્ણ સરીખાં સુખડાં, આ પૃથ્વીપર દેખાડું. ૧૮
સુંદર રમણિય પહાડ પર્વતો, વન ઉપવન આદિ સ્થળમાં,
રમણ કરાવું નદી તળાવો,–કેરા નિર્મળ શુભ જળમાં;
અંગીકાર કરી કીંકર કર, મુજને તુજને સુખ થાશે,
ફૂલ ફળ વીણ્યાનાં વગડાણે, સમૂળગાં દુખડાં જાશે. ૧૯
સમજ સમજ રે બોલ મુખેથી, આજ્ઞાંકિત મુજને જાણી,
બીમાં બીમાં બાળા મુજથી, કેમ અરે વળી ગભરાણી;
આંખ ઉપરથી મરજી દીસે, પણ લાગેછે શરમાણી,
હશી ખુશીથી આવો રથમાં, થાઓ નરપતિની રાણી. ૨૦
હવે વાર શી કરવી હું નળ, તું દમયંતી થા વેલી,
વખત ગયે પાછળથી સંભારી, પસ્તાશો રે ઘેલી;
બોલ બોલ બીકણ બાળા તું, વિચાર શું મનમાં આણે,
સુવર્ણ રથમાં આવ બેસાડું, ખુશ ખુશ કરી દૌં આ ટાણે. ૨૧

## વલણ.

બેસાડું સુવર્ણ રથવિષે, ખુશ ખુશ કરી દૌં આ ઘડી;
કહે શંકર સતીને તહાં, મનમાં રીસ અતિ ચડી.

# કડવું ૫૯ મું.

## પવિત્ર પદ્માકુમારી અને ધર્મરાજાનો સંવાદ ભાગ ત્રીજો.

રાગ–ઉપરનો.

રાધા સતીને કૃષ્ણ કહે ને, નગપતિ પાસ વસિષ્ઠ વદે,
પાવન સતી ચરિત્ર શૂણીને, શ્રોતાં કરો સુપવિત્ર હ્રદે;
આટલીં વાર અબોલી રૈ'ને, ક્રોધ કરી પદ્મા બોલી,
ઉંમર ભરમાં કોદી ન વદી, કરી ગર્જના મુખ ખોલી. ૧
અરે નીચ! પેહેલાં મેં તુજને, જાણ્યો કો ધર્મી જાત,
વિશ્વાસે તુજપાસે આવી, નતો અન્ય મારગ જાત;
અરે અધર્મી ક્ષત્ર્યાધમ! શું, ફસાવવા મજને ધારે,
દાતરડાં ગળવાં સેહેલાં પણ, કાઢતાં પડશે ભારે. ૨
બળી તાહરી સંપત્તિ સૌ, વૈભવમાં પણ ધૂળ પડી,
સદૂપયોગ ન કરતાં શીખ્યો, સંમૃદ્ધિ પામીજ વડી;
મ્હેલ તાહરો નાંખ અર્ણવે[1], પલંગને ઉંડે કૂપ,
તારાં દાસી દાસ સહુને, નાંખ ખાડમાં રે ભૂપ. ૩
તારાં વસ્ત્રાભૂષણ સૌ લૈ, નાંખ બળબળતા ચૂલામાં,
લાલચમાં લપટે એ બીજી, મૂંઢ ભરમથી ભૂલામાં;
ઓળઘોળ કરૂં તારો વૈભવ, મારા પતિ ઉપર દુષ્ટ!
હરામ રે'ણીથી થ્યો લાગે, આવડો માતેલો પુષ્ટ. ૪
બળ્યું તાહરૂં રૂપ બળ્યો તું, વિષ્ટાવત્ લેખું તુંને,
દૂર દૂર જા પામર પ્રાણી, અગ્નિવત્ માની સુંને;
તું પાપીને શુ ન કરૂં હું, શિવરૂપ છોડીને સ્વામી,
કુલટાએ સેવેલા પંથે, નથી જનાર અધમ કામી. ૫
તપના બળથી મજ સ્વામીમાં, સિદ્ધિ સર્વે છે મોટી,
સર્વ જગતની શોભા માનું, મજ સ્વામી આગળ છોટી;
યોગધર્મ ધરનાર મુનિ તજી, પાપરૂપ તુજને સેવું,
કુલાંગનાને નીચા જોણું, એથી વધતું શું કે'વું. ૬
અમૃત પ્યાલો ઢોળી ભરશે, કોણ હલાહલનો[2] પ્યાલો,
ચાલ્યો જા રે! અભાગીયા શીદ, રોકી રાખેછે ઠાલો;

---

૧ દરિયામાં. ૨ ઝેરનો.

સુવર્ણનો કરી ત્યાગ વો'રશે, કોણ કથિર ઘરમાં ઠાલું,
કરશે કોણ તજી ગંગાજળ, ખાળ નીર મનથી વાલું. ૭
પારશમણિને[1] કોણ પહરી, લોઢાંને ઘરમાં ઘાલે,
સ્વર્ગીય મારગ તજી કોણ, પાપિણી નરક પંથે ચાલે;
પાયસ ભોજન કોણ તજી સુર-ખી મુખમાં વિષ્ઠા ઘાલે,
વિષ્ણુવત્ સ્વામીને તજીને, કોણ જારનરથી મ્હાલે. ૮
રાજહંસનો ત્યાગ કરી કોણ, ઘરમાં સંઘરશે કાગ,
ભાગ ભાગ ભુંડા ભૂપતડા, જાવાનો દૌંછું લાગ;
તારાં દર્શનથી મજ આંખો, પ્રાશ્ચિત કરવા પાત્ર થઈ,
તારા શબ્દોથી કરણોની, અશુદ્ધતા આપેંજ થઈ. ૯
તારી સાથે ભાષણ કરતાં, જીહ્વા મારી વટલાણી,
તુજગમ ચાલતાં પગ મારા, અભડાયા એ થૈ હાણી;
વ્યભિચારીનો સંગ મહારૌ-રવ નરકે નિશ્ચે નાંખે,
લંપટ સંગી પુણ્ય બધું પર-વારે વેદ મુખે ભાખે. ૧૦
સહસ્ર નારી છતાં કુબુદ્ધિ, કેમ સુઝે રાજા તુજને,
ચાલ્યો જા તું તારે પંથે, જાવાદે મારગ મુજને;
નથી વધારે કે'તી તુજને, દયા કરી જાવા દૌં છું,
અશુદ્ધ શબ્દો ઓચરતો ના, પતિવ્રતાપાસે કૌં છું. ૧૧
નારી સર્વે હોય ન સરખી, કો સુશીલા કો દુષ્ટા જાણ,
પતિવ્રતા કો પતિ વંચની, કો કલેશા સંપીલી આણ;
જોઈ વિચારી જાતી પરખી, પછી બોલવો મુખ બોલ,
વગર વિચારે વદવાથી ઘટ-વો નિશ્ચે ઉત્તમ તોલ. ૧૨
ટુંકામાં સઘળું સમજાવી, ચાલી પદ્મા ચોંપ કરી,
મારા પતિનું થયું હશે શું, નવજાણું ઘટમાંહિ જરી;
અહો દીનબંધુ જગ પાળક, સર્વ શક્તિના ધરનારા,
આ અબળાની અરજ શુણીને, કુશળ રાખજો પતિ મારા. ૧૩

**વલણ.**

રાખો કુશળ પતિ પ્રભુ, દીન થઈ પદ્મા વદે;
કહે શંકર શ્રોતાં તમે, પાવન કથા રાખો હૃદે.

---

૧ પારસ નામનો એક મણિ થાયછે તેમાં એવો ગુણ હોયછે કે તે લોઢાને અડે તો લોઢાનું સોનું થઈ જાય.

# કડવું ૬૦ મું.

## સતી પદ્માકુમારી અને ધર્મરાજાનો સંવાદ ભાગ ચોથો.

## પ્રતાપી પદ્માકુમારીએ ધર્મરાજાને "તારો નાશ થશે" એવો દારૂણ શાપ આપ્યો.

રાગ-ઉપરનો.

કહે કૃષ્ણ શૂણ સતી રાધિકા, વસિષ્ઠ નગ પ્રત્યે ઉચરે,
પતિ માટે ચિંતાતુર થઈ સતી, ઉતાવળી ડગલાંજ ભરે;
ધર્મરાજ નિજ કરણીથી, શરમાણો પણ દૈવે પ્રેર્યો,
ધાર્યો ધર્મ ચકાશી જોવા, હજી પવિત્ર સતી કેરો. ૧
ઉભી રે' ઉભી રે' કહી દો-ડાવ્યો રથ તેની વાંસે,
મારૂં માન કહ્યું રે મુરખી, નાંતર કંઈ વિપરિત થાશે;
સામે રથ લાવીને ઉભો, પડકારે ઉભી રાખી,
"વિનાશ કાળે વિપરિત બુદ્ધિ," એ કહેવત સાચી દાખી. ૨
તારો પાપઘડો ફૂટ્યો શું, કહે પદ્મા હે અવિચારી!
વિનાકારણે શીદ સંતાપે, પતિવ્રતા ધર્મી નારી;
પૂછ હરિ[1] હર[2] બ્રહ્માને[3] જઈ, પતિવ્રતાનો લેતાં છેહ,
શું નિપજ્યું ને છૂટા શિવિધ, પૂછી ટાળ બધો સંદેહ. ૩
સહસ્ર નારીનો પતિ જાણી, શાપ આપતાં અચકાઉં,
તારી સ્ત્રીની દયા ધરૂંછું, નહિ તો તુજને દરસાવું;
ભાવિ બળથી ભૂધર બોલ્યો, અહંકાર મોટો લાવી,
અરે અભાગણ કેમ ન સમજે, ઘણી રીતથી સમજાવી. ૪
ચતુરાઈ જાણી ઋષિરાણી, પાણી તુમાં છે કેવું,
જ્યારે રથમાં બેસારીશ હું, દેખાશે ત્યારે તેવું;
કૂવા કાંઠે રમતું બાળક, બચાવવું મનમાં ધારી,
જોર જુલમથી ઘસડી લેવું, એ શું રીત નથી સારી. ૫
બળાત્કારે રોગીને ઔ-ષધ પાવામાં પાપ નથી,
તું બાળક તું રોગી બાળા, લૌં રથમાં ચોખા મનથી;

---

૧-૨-૩ આ ત્રણે દેવો એક વખત સતી અનસૂયાને છળવા ગયા હતા. ત્યાં અનસૂયાએ પોતાના પતિવ્રતના બળથી તે ત્રણે દેવોને છ છ માસના છોકરા કરી મેલ્યા હતા. અને આખર એ ત્રણે દેવોને તેને પેટ અવતાર લેવો પડ્યો હતો. (વાંચો શંકરલાલકૃત અનસૂયા ચરિત્ર.)

વિધવાપણુ રૂપ કૂવા કાંઠે, ફરતી બેસવવા ધારી,
મોહરૂપ રોગેં ઘેરેલી, બચાવવા કાયા તારી. ૬
આકર્ષણુ કરી રથમાં લીધું, પરમારથ મોટો માની,
વૈભવ ભોગવ અરે સુંદરી, મારે મો'લે મન માની;
એમ કહી રથમાંથી ઉતરી, કર ગ્રહવા જેવો જાય,
તરછોડી તત્કાળ ખશી આ-ઘે સંકોડી નિજકાય. ૭
રાજા રૂપે ક્રૂર રાક્ષસા!, દુષ્ટ દાનવા! દૂર રહે,
ધિક ધિક લંપટ લાજ વિહીના, પરવાર્યો શું પુણ્ય કહે;
હૈયા ફૂટા હત! ચંડાળા, વચન કરાળા પાપાળા,
શરમ! શરમ! છે લૂચ્ચા આઘો, ખસખસ શીદ છેડે બાળા. ૮
હજી કહુંછું જારે જીવડા, જાવાદે મુજને વેલી,
શાપ ભોગ થામા રે મુરખ, માન શીખ મારી છેલી;
કહેતામાં કર પદ્મા કેરો, ધરવાને ધારી જેવો;
અરે ભાર શા તારા કહીને, આવે ધસમસતો તેવો. ૯
વીંછણુથી શું ડરશે ભોરીંગ, સિંહ શશલીથી સંતાશે?
ગરૂડ ડરશે ચકલીથી કયમ, ચુપચુપ ચલ મારી વાંસે;
શેર શેર સોમલ ખાનારો, ભાંગ થકી શું ભરખાશે,
કરીશ ચુંચાં ધરીશ ધોક્કા, ચલ અણુબોલી મજ પાસે. ૧૦
હાહાકાર થયો ત્યાં મોટો, દેવો નભમાંથી જોય,
જંગલમાં આ વખતે સતીની, વારે વળતળ કો નોય;
રૂપ પ્રકાશ્યું સતીએ તત્ક્ષણુ, તીર પડે કરથી છટકી,
સાંણુસલેથી નાગણુ છટકે, જેમ તેમ ઝટપટ સટકી. ૧૧
ફૂંફાડો કરી ફેણુ ચડાવી, સામી ઉભે નાગણુ જેમ,
સીસકારા કરી આંખ ચડાવી, સામી ઉભી તરૂણી તેમ;
છંછેડી સીંહણવત્ શોભે, ભયંકાર પૂરી વિકરાળ,
મહિષાસુર મર્દિની ચંડિકા, પ્રકટ થઈ જાણે આ કાળ. ૧૨
ઐરાવણુ મારણુ સીતાએ, રૂપ અનુપ ધર્યું જેવું,
આ વખ્તે મહા ઉગ્રરૂપ, પદ્મામાં પણુ પ્રગટ્યું તેવું;
ચૌદ ભુવનને ગળી જશે શું, કે બાળીને કરશે ખાખ,
કર નખ વજ્રસમા નરખ્યા નર-ખી વહ્નિસરખી ગરઆંખ.[1] ૧૩

---
૧ ઝેરી આંખ.

બોલી અધમાધમ ! ફટ ! પાપી !, ક્ષય તારો થાશે કાળે,
માતા જેવી મુજને લંપટ, દુષ્ટ ભાવથી શું ભાળે;
શુણી શાપને વેશ તજી સૌ, ધર્મરાજનું રૂપ ધરી,
પડ્યો પૃથ્વીએ પદ્મા ચરણે, ભય પામી લવતો હરિ ! હરિ ! ૧૪

**વલણ.**

શુણી શાપ ધરણી ઢળ્યો, નિજસ્વરૂપમાં ધર્મ રે;
કહે શંકર પદ્મા તણી, સ્તુતિ કરે ધરી શર્મ રે.

---

## કડવું ૬૧ મું.

### શાપનો અનુગ્રહ કરવાસારૂ ધર્મરાજા સતીની સ્તુતિ કરેછે.

રાગ જીવરાજની મુસાફરીનો.

માત! માત! માત તને પાય લાગું રે, માફ કરો માફ કરો મુખથી માગું રે!
ભૂલ પડી ભૂલ પડી મારી મોટી રે, વાટમાં તને ઘણીક કીધી ખોટી રે. ૧
સકળ કર્મ સાક્ષી ધર્મ મુજને જાણ રે, ક્ષમા કરો ક્ષમા કરો દયા પ્રમાણ રે;
માતૃબુદ્ધિ સર્વદા પરસ્ત્રીમાં ધરૂં, સ્વધર્મ પાળનારને પવિત્ર હું કરૂં. ૨
ગુરોગુરૂ સ્વધર્મ જાણનારનો હું રે, નિધા કરી ઉગાર હાથ જોડી માગું રે;
ધર્મતત્ત્વ તાહરૂં તપાસવા સતી, તુજ સમીપ શુદ્ધ ભાવથી કીધી ગતિ. ૩
કર્ણકટુ[1] શબ્દ તાવવા હું ઓચર્યો, ખરૂં પતિવ્રતત્ત્વ[2] જોવા કલેશ બૌ કર્યો;
એ કંઈ વિરૂદ્ધ મેં કર્યું નથી અરે, કીર્તિ તાહરી પ્રકાશવા કર્યું ખરે. ૪
રૌષ સામટો શમાવો શુદ્ધ રે સતી, મેં તુમાં કરી નથી અરે બુરી મતિ;
સાક્ષી સકલભૂત પ્રાણીમાત્રનો પતિ, એવિના ન જાણનાર એક રે રતી. ૫
દીન થઈ ખિન્ન થઈ વીનવું સતી, તોય તું ન જોય હું અભાગીયા પ્રતિ;
દરગુજર કરો સતી નમી નમી કહુ, નતો પછી હું અન્ય આશરો તુરત લહું. ૬
મનુષ્ય જે સ્વધર્મથી ચળે જગત્‌વિષે, દંડ આપવા મને સૃજ્યો જગાધીશે;
તે પ્રભુને વારવાર જોડી પાણ રે, પ્રાર્થના કરૂં નિભાવવાજ પ્રાણ રે. ૭

**વલણ.**

સતી કંઈ બોલી નહિ, ધર્મ થઈ બહુ ગાભરા;
કહે શંકર શ્રોતાં પછી, સંભાર્યા વિશ્વેશ્વરા.

---

૧ કાનને કડવા લાગે એવા. ૨ પતિવ્રતાપણું.

# કડવું ૬૨ મું

## સતી પદ્માકુમારીએ દીધેલા શાપનું નિવારણ કરવા ધર્મ-રાજા ઈશ્વરની પ્રાર્થના કરેછે. છેલ્લે આકાશ વાણી થાયછે. કે સતીની સ્તુતિ કરશો તોજ ઉગરશો.

ચોપાઈના બધા રાગમાં ગવાશે.

નમું જગત ચરાચર સ્વામી, નમું આદ્ય અવિચળ નામી;
નમું પ્રાણીના અંતર જામી, નમું જેની જગતમાં ન ખામી. ૧
નમું એક અરૂપ અખંડ, નમું જેણે કર્યો મર્ણુ દંડ;
નમું કાળ તણા મોટા કાળ, નમું સર્વ જગત પ્રતિપાળ. ૨
નમું જે રહ્યો જગતમાં વ્યાપી, નમું જનને જેણે બુદ્ધિ આપી;
નમું સકલ બ્રહ્માંડના સ્રષ્ટા, નમું સૌના સાક્ષીરૂપ દ્રષ્ટા. ૩
નમું સર્વ સાધન કેરા દાતા, નમું કોથી ન જે ઓળખાતા;
નમું મનોવિકારના કર્ત્તા, નમું ક્ષણમાં બ્રહ્માંડ સંઘરતા. ૪
સૃષ્ટિમાત્ર ત્રિગુણી બનાવી, જેના હાથમાં જગતની ચાવી;
જેણે વનસ્પતિ શણગારી, તેની ઉપર હું જાઉં વારી. ૫
દીનરાત ઋતુ જેણે કીધી, પંચભૂત સૃજ્યાં યથા વિધિ;
નમું તેને જોડી બેઉ પાણુ, નમું જેણે રચ્યા ચંદ્રભાણુ. ૬
કોટી તારા અધર લટકાવ્યા, સ્વર્ગ મૃત્યુ પાતાળ બનાવ્યાં;
નમું એ પ્રભુને ભાવ લાવી, મહામાયા જેણે સરજાવી. ૭
નમું પ્રીતિ કલહ કરનાર, નમું શોકને આનંદ કાર;
નમું ભુક્તિ મુક્તિના દાતાર, નમું સારાં તત્ત્વોમાંનું સાર. ૮
બચાવો બચાવો પ્રાણનાથ, માર્યો જાઉંછું આજ અનાથ;
એમ સ્તુતી કરે ધર્મ રાય, નીચેથી ઉંચું નવ જોવાય. ૯
ધૂવે કાપડ ફૂવાડે કોય, ક્ષેમની તેને આશા શી હોય;
ખણી ખોદી વાવે ઉગ્ર ઝેર, તે ક્યાંથી પામે અમૃત ઘેર. ૧૦
શિક્ષા અયોગ્ય કેમ કેવાય, જેવું કર્મ તેવું ફળ થાય;
એવે આકાશમાં થઈ વાણી, અહો ધર્મરૂપે મૂર્ખ પ્રાણી. ૧૧
તમે કોની સલાહથી આજ, કર્યું દુષ્ટતાથી ભર્યું કાજ;
ધર્મ છતાં કર્યું બૂરૂં કર્મ, એ મોટી તને શર્મ રે શર્મ!! ૧૨

ન્યાયી પંડે કરે જો અન્યાય, તો તેને સોગણી શિક્ષા થાય;
તથાપિ મોટી દીનતા આણી, જાઓ સતી શરણ જોડી પાણી. ૧૩
સતીના કામમાં વચ્ચે કોય, ત્રિલોકી મધ્યે પડનારૂં નોય;
એની દયાથી નિશ્ચે ઉગરશો, દીનતાથી ખરી સ્તુતિ કરશો. ૧૪
બચવાનો એકજ એ ઉપાય, સતી કરૂણા માગો પડી પાય;
અમોથી સતી શાપ ન ફરે, છોને કોટી વરસ સ્તુતિ કરે. ૧૫
વેદ પુરાણે સતીપ્રભાવ, ગાયો છે તે ભૂલ્યા કેમ સાવ;
અમે સતી આગળ સહુ રાંક, ન બચે એનો જે કરે વાંક. ૧૬

**વલણ.**

બચે નહિ કો કાળમાં, અપરાધ સતીનો જે કરે;
કહે શંકર સતીથી સદા, સુર અસુર સર્વે ડરે.

---

## કડવું ૬૩ મું.

### ધર્મરાજા પોતના બચાવસારૂ આકાશવાણીના કહેવાથી ફરીવાર સતીની સ્તુતિ, કાલાવાલા તથા કરગરણાં કરેછે, ત્યારે સતી પદ્માકુમારીને દયા આવેછે. અને તેનો કેમ અનુગ્રહ કરવો તે બાબત સતી વિચાર કરેછે.

રાગ ચોપાઇનો ગળગળો.

કહે કૃષ્ણ શુણો સતી શાણી, ધર્મે આકાશ વાણી પ્રમાણી;
ભોંઠો ભઠ્ઠ પડ્યો ભલી ભાત, અંતે જોડયા સતીજીને હાથ. ૧
કરગરતો અને ફડફડતો, પડ્યો પદ્મા ચરણે શ્વાસ ભરતો;
પડી ભૂલ મોટું ઝખ માર્યું, હવેથી કરૂં આપનું વાર્યું. ૨
કોતો ઉપાન લેઇને મુખ, આપ આંગે રોઊં મારૂં દુઃખ;
કોતો આપ ચરણ ધોઈ પીઊં, આપ સામું જોતાં બહુ બીઊં. ૩
કોતો તૃણની મુખે લઊં તરણી, લોટું આપ ચરણ નીચે ધરણી;
માતા માતા કરો સુખ શાતા, ઉગારો રંકને મૃત્યુ થાતાં. ૪
આપનું ઉગ્ર તેજ હો માય, નથી સહન થતું મારી કાય;
બળુંછું બળુંછું મારી માય, બચાવો કરૂણા કરી કાંય.[1] ૫

---

૧ કાંઈ.

મારે કલેજે કંઈ કંઈ થાય, મારો જીવ ઉડી ઉડી જાય;
હાહા! મૂવો મૂવો નથી વાર, રે! દયાળુ માતાજી ઉગાર. ૬
એમ ફડફડતો ધર્મ જાણી, દયાયે સતી સદ્ય દોરાણી;
પછી મનમાંથી રોષ ઉતાર્યો, કૃપાદષ્ટીથી ધર્મ નિહાળ્યો. ૭
ઓળખ્યો સતીએ ધર્મરાજ, અરે ઉતાવળું થયું કાજ;
સ્ત્રી સ્વભાવને ક્રોધ આવેશ, તેમાં કામ થયું નહિ બેશ. ૮
ઓળખાયો નહિ પે'લાં ધર્મ, ન તો કરત નહિ આવું કર્મ;
થશે જો કદી ધર્મનો ક્ષય, પામશે સહુ સંસાર લય. ૯
પતિ પત્ની તજી નિજ ધર્મ, વર્ત્તશે ઉલટાં કરી કર્મ;
પિતા પુત્ર પરસ્પર લડશે, રાજા પ્રજા સામાસામી અડશે. ૧૦
માતા ઉછેરશે ન સંતાન, વડીલોને ન કો દેશે માન;
બેન બાઇનો તૂટશે બંધ, મ્હાલશે આડે પથ થઈ અંધ. ૧૧
કોણ ધણી કોણ બાપ ભાઈ, ધર્મ જાતાં ન રે'શે સગાઈ;
દિનરાત ઋતુ થાય નેમે, સૂર્ય ચંદ્રાદિ ગ્રહ ફરે ક્ષેમે. ૧૨
વૃક્ષ ફૂલે ફળે કરમાય, એ સહુ ધર્મનો મહિમાય;
થાય ભૂમાં રંગ રસ ગંધ, ધર્મ જાતાં થશે સહુ બંધ. ૧૩
જગ વ્યવસ્થા સૌ ધર્માધીન, જડ ચૈતન્ય એથી ન ભિન્ન;
ધર્મનો કદી જો લય થાશે, સૃષ્ટિમંડાણ સર્વે વિંખાશે. ૧૪
મને સૂઝે ન શું હવે કરવું, ધર્મનું તો નક્કી થશે મરવું;
પછી દયાર્દ્ર ચિત્તે ઘેરાઈ, કહે પદ્મા ધર્મને હો ભાઈ. ૧૫
તમે સર્વના ધર્મ પ્રમાણ, તમે અંતર તત્ત્વના જાણ;
ખરી પતિવ્રતા શે ન જાણો, શીદ સાધવીને તમે તાણો. ૧૬
હવે શું વદવી દીનવાણી, પેહેલાંથી બુદ્ધિ કેમ ન આણી;
અવિચાર પાછળ હોય શોક, એમ બોલેછે શાસ્ત્ર ને લોક. ૧૭
હવે કરવી ગતિ શું તમારી, તેની ચિંતા મને થાય ભારી;
દશ દિશા વાયુ ને આકાશ, કદી સમૂળગાં પામે નાશ. ૧૮
સાત સાગર મરજાદા મૂકે, કદી સૂરજ ઉગતાં ચૂકે;
કદી આકાશના તારા ખરે, તોય સતીનો શાપ ન ફરે. ૧૯
પણ તમારા નાશની સાથ, વિશ્વ કોથી ન રે'વાનું હાથ;
એમ ધારી તમોને હું કહું, અનુગ્રહ કરવા મન લહું. ૨૦

વલણ.

કરવો અનુગ્રહ મન ચહું, પણ કેણ પ્રકારે થાય રે;
કહે શંકર એવિધ સતી, વિચારતી મનમાંય રે.

## કડવું ૬૪ મું.

### ધર્મરાજાનો ક્ષય થવાથી જગતમાં અધર્મ વધી જશે એમ વિચારી તેના શાપનું નિવારણ કરેછે. તથા ચારે યુગમાં તેને રહેવાનાં ઠેકાણાં બતાવેછે.

રાગ ઉપરનો, પણ જુસ્સાદાર.

થોડી વાર વિચારીને શાણી, ધર્મ પ્રત્યે વદે દયા આણી;
અહો અવિચારી ધર્મ પવિત્ર, સાંભળો અનુગ્રહ વિચિત્ર. ૧
પશુ સરખી થશે તમકાય, વાછડારૂપ જેમ જણાય;
સત્યયુગ મોટો જે કે'વાય, રે'શે ચાર ચરણ તમકાય. ૨
પ્રકાશે જેવો ચંદ્ર પૂનમનો, થાશે પ્રકાશ આપના તનનો;
પ્રાણીમાત્રમાં પામશો માન, પૂજશે જાણી જગ ભગવાન. ૩
ત્રેતાએ ખરશે એક પાદ, ત્યારે કે'વાશો આપ ત્રિપાદ;
દ્વાપરે બીજો ખરવાનો પગ, ત્યારે ભરશો બે પગથકી ડગ. ૪
ત્રીજો ભાંગશે કળીયુગે ચરણ, ત્યારે ફરશો એકજ પાદે ધરણ;
કાયા દુર્બળ અંગમાં પીડા, પામશો તે વેળા ઘણી વ્રીડા[1]. ૫
સંભારશો સતી શાપ ત્યારે, કોઈ સંઘરશે નહિ જ્યારે;
એમ કરતાં રે'શે કલી શેષ, ભાંગશે ચોથો પાદ અશેષ. ૬
ત્યારે દુખનો અનુભવ થાશે, કાયા ધરણી ઉપર ઢરડાશે;
પ્રજાનો નહિ આશ્રય મળે, ઘરથી કાઢશે સૌ છળ બળે. ૭
કોઈ સ્થળમાં ન પામશો માન, કાઢી મૂકશે સૌ ઝાલી કાન;
કોઈ પોષણ કરશે ન વારૂ, નામ ગમશે ન કોને તમારૂં. ૮
પછી પીલાઈ પામશો મરણ, આપ વોણી થશે સહુ ધરણ;
ત્યાર પછી પ્રલય મોટો થાશે, સત્યયુગ પાછો વરતાશે. ૯

---

૧ શરમ-લાજ.

ત્યારે પૂરે અંગે અવતરશો, સર્વે વ્યાપક થૈને વિચરશો;
અન્ય યુગે રે'વા તણાં સ્થાન, સંભળાવું શૂણો ધરી ધ્યાન. ૧૦
જ્યાં પ્રભુ ભક્ત ને સદાચારી, જેના ઘરમાં પતિવ્રતા નારી;
જ્યાં સતીકથા વંચાય પ્રેમે, જ્યાં પ્રભુગુણ ગવાય નેમે. ૧૧
પુણ્યરૂપ સભા જ્યાં ભરાય, તીર્થ સ્થળ કે દેવાલયમાંય;
પિતા માતા ગુરૂ જ્યાં સેવાય, દ્રવ્ય જન સુખ માટે દેવાય. ૧૨
એવા સ્થળમાં સંપૂર્ણ કળાએ, રે'શો વ્યાપી અહો ધર્મરાયે;
દૂબળી કાયા ત્યાં નહિ થાય, એવિના કૃશતા થશે કાય. ૧૩
જ્યાં જ્યાં થાય સુપુણ્યનાં કામ, ત્યાંતો સર્વદા તમારૂં ધામ;
હવે અગમ્ય સ્થળ સંભળાવું, ત્યાં થશે ન તમારાથી જાવું. ૧૪

વલણ.

જાવું થશે નહિ તમ થકી, કહું અગમ્ય સ્થળ હવે;
કથા પુનિત શ્રોતાં શૂણો, ભટ શંકર સ્નેહે કવે.

---

## કડવું ૬૫ મું.

### ધર્મરાજાએ "ક્યાં ક્યાં ન જવું" તે સતી પદ્માકુમારી બતાવેછે. પછી ધર્મરાજા સતી પદ્માકુમારીનાં વખાણ કરીને પ્રત્યુપકારમાં વરદાન દેવા ધારેછે.

રાગ ઉપરનો.

કહે કૃષ્ણ રાધા સતી પાસ, સાંભળો સતી રાખી ઉલ્હાસ;
કહે પદ્મા શૂણો ધર્મરાય, તમોથી જે જે સ્થળ ન જવાય. ૧
વર્ણવું સહુ તે ટુંકામાંય, શૂણી રાખજો અંતરમાંય;
પતિવંચની કે પતિઘાતી, પતિથી છાનું ઘરમાંથી ખાતી. ૨
ચોર ચાડીયા લંપટ વાસ, ત્યાં જવાની ન રાખવી આશ;
વિપ્ર દેવ ગુરૂ ધન હારી, દંભી ધૂર્ત્ત અને અનાચારી. ૩
ભર્તૃનિંદક કલેશા જ્યાં નાર, ત્યાં તમારો નથી અધિકાર;
પાલ્ય જીવનો જે કરે ત્યાગ, રક્ષણીય સ્થળે મૂકે આગ. ૪
પ્રભુ ભક્તિ જે ઘરમાં ન દીસે, નવ જાવું તમારે તે દિશે;
જે પાપી કરે કન્યા વિક્રય, માર્ગ પુણ્યનો જે કરે લય. ૫

સતીધર્મ સાંભળતાં જે વારે, તમારે ન જવું તેને દ્વારે;
કૃતઘ્ની અને વિશ્વાસ ઘાતી, મિત્ર દ્રોહ કરે રાખી કાતી. ૬
કામ ક્રોધ લોભાદિક થકી, પૂરે સાક્ષી મિથ્યા મુખે બકી;
જીવહિંસોપજીવી[1] જ્યાં જંન, તમારૂં ત્યાં થશે ન ગમંન. ૭
આશ્રિતની સીમા હરનાર, સદા દીન પર્ની પીડનાર;
હોય શાસ્ત્ર થકી જે વિમુખ, જાતીભાઈઓને જે કરે દુખ. ૮
એ આદિક જન જ્યાં નિંઘ વસે, ત્યાં તમારૂં જવું નહિ થશે;
મારૂં માન જો સત્ય વચંન, બાપ ઘેર પધારો પાવંન. ૯
જાઉંછું સ્વામી સેવાને માટ, મને થાય અતીશે ઉચાટ;
મારો કંથ અતિ અકળાશે, થતાં મોડું મહા ગભરાશે. ૧૦
મને ચીંતા ઘણી ઘણી થાય, માંડું દોડવા જેમ દોડાય;
શૂણી પદ્માનાં સુપ્રુ વચંન, હરખાયું સુધર્મનું નૈન. ૧૧
તુર્ત્તવેળા મૃત્યુથી ઉગાર્યો, ઉપકાર સામો કરવા ધાર્યો;
રાખી મુખડું અપૂર્વ પ્રસન્ન, બોલ્યા ધર્મ વિનયથી વચંન. ૧૨
ધન્ય ધન્ય પતિભક્તિવાળી, તારા જેવી સતી મેં ન ભાળી;
તારા ભાવમાં દીસે ન મણા, કરૂં વખાણ શું પ્રીતિ તણાં. ૧૩
તારી હિંમતની બલિહારી, તારી ધીરજપર જાઉં વારી;
તારી અદ્ભુત દીસે દયાય, પુણ્યરૂપ દીસે તારી કાય. ૧૪
સાધવી તારૂં કલ્યાણ થાઓ, તારી કીર્ત્તિ જગતમાં ગવાઓ;
મારી રક્ષા કીધી દયા કરી, તેનો બદલો આપુંછું હું ફરી. ૧૫

## વલણ.

બદલો આપું હું ફરી ને, તેં મારી રક્ષા કરી;
કહે શંકર શ્રોતાં શૂણો, સતીના બેલી શ્રીહરિ.



[1] જીવને મારીને પોષણ કરનારા.

# કડવું ૬૬ મું.

## ધર્મરાજા સતીને વરદાન આપેછે, પછી એક બીજાંની ક્ષમા માગીને બંને જૂદાં પડેછે. ધર્મરાજા સર્વ સ્થળમાં સતીના ગુણ ગાતો ગાતો પોતાના સ્થાનમાં જાયછે.

રાગ ઉપરનો.

ધર્મે મનમાં કર્યો સુવિચાર, આને આપવું વરદાન સાર;
પછી ખુશ થૈને કર્યો ઉચ્ચાર, ધારો હૃદયવિષે સતીનાર. ૧
તારા પતિનાં જરા[1] રોગ જાશે, યુવાવસ્થા[2] મદનસમ[3] થાશે;
ગુણકારી જોબન સ્થિર રે'શે, સંસારિક સુખ સર્વદા દેશે. ૨
તારા પતિસહિત રે'શે સારી, મારકંડેયવત્ જીવનારી;
થશે કુબેરથી ધનવાન, વૈભવે ઇંદ્રથી બળવાન. ૩
પ્રભુ ભક્ત શિવ સમ સિદ્ધ, મુની કપિલથી એ પ્રસિદ્ધ;
એવા સ્વામીથી સૌભાગ્ય તારૂં, ઘણા કાળ રે'શે ગુણ ગારૂં. ૪
તારાં ઘર કુબેર ભવંન, સરખાં થાશે પુત્રી પાવંન;
તું માતા દશ પુત્રોની થાશે, તે ચિરંજીવી સુગુણી ગવાશે. ૫
પિતાથી થશે અદકો પ્રતાપ, સત્યમાન જો પુત્રીજી આપ;
કહે વસિષ્ઠ શૂણો નગરાજ, સ્થિર ઉભા કહી ધર્મરાજ. ૬
સતીને કરી ત્રણ પરિક્રમા, પરસ્પર માગી બંનેએ ક્ષમા;
શિરનામી સતી પંથે ચાલી, હાથે કમંડલુ પગે પાળી. ૭
મુખે પિપ્પલાદ નામ ભજતી, બીજો અન્યનો આધાર તજતી;
ધર્મ પણ મોટી લેઈ આશીષ, ચાલ્યો વિચારમાં ઘર દીશ. ૮
અહો! પતિવ્રતા મહિમાય, સર્વે શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ ગણાય;
દેવ દાનવ માનવ સર્વ, સતી આગળ સૌ તજે ગર્વ. ૯
બે લોકે મોટાં સુખ ભરવાનાં, જે અનેક સાધન તરવાનાં;
તે સહુ પતિવ્રતમાં સમાય, એવું વેદ પુરાણે ગવાય. ૧૦
નથી કાંઈ અશકય સતીને, સેવે જો શુદ્ધભાવે પતિને;
સતી શક્તિનું થાય ન માપ, વદે બ્રહ્મા વિષ્ણુ શિવ આપ. ૧૧

---

૧ ઘરડપણું. ૨ જુવાન અવસ્થા. ૩ કામદેવ સરખી.

સર્વે વ્રતમાં મોટું પતિવ્રત, વેદશાસ્ત્ર આપે એવું મત;
આજ મજને પ્રત્યક્ષ દેખાયું, જ્યારે થયું સતી વશ આયુ. ૧૨
નારી જપ તપ વ્રત કરે લાખ, પતિવ્રત પાળ્યા વણ સહુ રાખ;
એવી મૂઢ હશે કોણ નારી, પતિવ્રત એળે તજનારી. ૧૩
જે સેવે ન પતિવ્રત સાર, તે નારીને હજોજી ધિઃકાર;
જે નારી પતિવ્રત ધર્મ છોડે, તે નારી નરકાગ્નિમાં દોડે. ૧૪
જે નારી પતિવ્રત એળે ખોય, તે ઉભય લોકે કષ્ટથી રોય;
જે નારી નિજ પતિવ્રત ભાંગે, તે નારી ભવોભવ દુઃખ માગે. ૧૫
વાટે ઘાટે ઘરોઘર ધર્મ, એમ કરતો કરતો શ્લાઘા[1] પરમ;
ગયો સ્વસ્થાનમાં ગુણ ગાતો, સતીધર્મની બોધતો વાતો. ૧૬

**વલણ.**

વાતો બોધતો સતીધર્મની, ધર્મ સ્વસ્થાને જાય રે;
કહે શંકર પદ્મા તણી, હવે ગતિ શી થાય રે.

---

## કડવું ૬૭ મું.

### પદ્માકુમારીને રસ્તામાં બે જોગણનો મેળાપ થાયછે, તે જોગણનો દેખાવ તેનું વળગવું, તથા તેની હકીકત.

રાગ ઉપરનો.

વરદાન શૂણી હરખાય, તેને અંગ ઉમંગ ન માય;
શું મારા પતિ આરોગ્ય થાશે? સુખ સંતતી દ્રવ્ય દેખાશે? ૧
અરે થાય પતિ મારા સાજા, તો આનંદની શી રહે માજા!!
એમ કરતી આગળ જેવી જાય, તેવે જોગણ બે વાંસે ધાય. ૨
ઉભી રે' ઉભી રે' પડકારે, અમે આવીએછં તારી હારે;
જૂવે પદ્મા પાછળ જેવું વાળી, તો બે અદ્‌ભુત જોગણ ભાળી. ૩
પીંગળી જટા શિરપર ઘટ્ટ, લાંબી લટકે બંને બાજુ લટ;
કાનમાં લબડે મોટા પારા, સ્ફટીકાક્ષ અને પરવાળા. ૪
ત્રિશૂળાકૃતી સીંદુર ભાલે[2], ગોપીચંદન ચોપડયું ગાલે;
ઉગ્ર આંખો રાતી વીકરાળ, ભ્રગુટી જાણે બે તરવાળ. ૫

---

૧ વખાણ. ૨ કપાળે.

કંઠે કાષ્ઠમાળા કેરો ભાર, બાંએ બેરખા તાવીજ સાર;
વસ્ત્ર ભગવાં ધર્યાં દીસે અંગે, શુભ્ર ભસ્મ ભૂંસી સર્વાંગે. ૬
એક હાથમાં ઉગ્ર ત્રિશૂલ, બીજે હાથે ખપ્પર અતૂળ;
ખાંધે ઝોળી મોટી લટકાવી, દોડતી પદ્માજી ગમ આવી. ૭
સામું જોઈ અલેક જગાવી, પદ્માજી બંનેને મન ભાવી;
એક બીજા સામું જોઈ વેલી, બંને વળગી પડી થઈ ઘેલી. ૮
સામી પદ્માએ પણ ભીડી બાથ, લોટપોટ પડ્યાં ત્રણે સાથ;
લોહ ચુંબક લોહથી જેમ, વળગી પડ્યાં ભૂટકી તેમ. ૯
જેમ વીંટાય વલ્લરી[1] ધીંગી, કે વીંટાઈ વળે મરડાશીંગી;
તેમ કરથી ત્રણેય વીંટાઈ, ચૂડ ભેરવી અંગે સવાઈ. ૧૦
એક બીજીને ખૂબ દબાવે, ત્રણેને નયને જળ આવે;
જેમ નાગણીયો ત્રણ મળી, દોરડાંવત્ અમળાય ઢળી. ૧૧
મૂકે નહિ પરસ્પર વળગાં, મુખે બોલે ન થાય ન અળગાં;
જેમ જેમ વખત વધુ થાય, તેમ વળગતાં વળગતાં જાય. ૧૨
અંતે પદ્મા બોલી પામી ખેદ, નથી જાણતી તમારો ભેદ;
મારાં માત પિતાને શું પત્ર, નથી આપ્યો ગયાં શું ન તત્ર. ૧૩
તે દીવસનાં ફરોછો શું વનમાં, આવો વેશ ધર્યો કેમ તનમાં;
સુગુણા સુપ્રભા પછી બોલી, ગઈ ગુજરી કરો વાત ઘોળી. ૧૪
આજ આનંદની થઈ એલી, પ્રાણાધિક મળી સુજ્ઞ સાહેલી;
વળી અમોઘ આનંદ થાય, વરદાન પામી સખી જાય. ૧૫
તરૂ[2] પાછળ ઉભીને જોયું, આજ સુધીનું સૌ દુખ ખોયું;
અમે આવી મળ્યાં એવી તકે, કોણ ભાગ્ય એ વર્ણવી શકે. ૧૬
પછી ટુંકામાં પોતાની કાણી, જુદાં પડ્યાપછીની વખાણી;
અમે સંપેતરૂં સૌ તમારૂં, આપીને લીધું વન પરબારૂં. ૧૭
માત તાત તમારાં સુ પ્રીતે, ધર્મ સાધવા ગ્યાં શુભ રીતે;
રાજ્યભારતણો અધિકાર, કીર્ત્તિમાનને સોંપ્યો છે સાર. ૧૮
અમે ખોળ કરવાને તમારી, નિકળી પડ્યાં ઝટ વેશ ધારી;
એકાદશ વર્ષ ખોળ્યાં સુ ખાંતે, સૂતાં બેઠાં ન ક્યાંય નિરાંતે. ૧૯

---

૧ વેલાઓ. ૨ ઝાડ.

જોયા આશ્રમ ને સહુ તીર્થ, ચારે દિશા ફર્યા પણ વ્યર્થ;
અમે નિશ્ચે કર્યો હતો એવો, ભલે કોપે આકાશના દેવો. ૨૦
પણ ખોળવી પદ્માકુમારી, કાંતો પાડવી કાયા અમારી;
ક્રૂર બપોર ગાળવા કાજ, કર્યો વિશ્રામ આ સ્થળ આજ. ૨૧
છેટેથી જોયો આવતો ભૂપ, ઝાડ આડાં ઉભાં ચૂપચૂપ;
જાણોછો પછી નીપજ્યું જેહ, ટુંકામાં કહ્યું વ્રતાંત એહ. ૨૨
ચાલો બીજી કરશું વાટે વાત, દુઃખ સુખ સહ્યાં અમે જાત;
ઋષિ આતુરતા થકી વાટ, જોતા હશે એ મોટો ઉચાટ. ૨૩
કહે શ્રીકૃષ્ણ રાધાજી પાસ, આજ વાધ્યો અતિશ ઉલાસ;
એમ કહી પદ્મા કેરો હાથ, ઝાલી ચાલ્યાં ત્રણે ખુશી સાથ. ૨૪

વલણ.

ત્રણે સખી આગળ ચાલ્યાં, ખુશી ખુશી દીલમાંય રે;
કહે શંકર શ્રોતાં શૂણો, આશ્રમમાં શું થાય રે.

---

## કડવું ૬૮ મું.

### ઠેરવેલે વખતે પદ્માકુમારી આશ્રમમાં નહિ પોચવાથી ઋષિ ઘણા ઘણા ઉચાટ કરેછે, એટલામાં તેના શરીરનો તથા આશ્રમનો રંગ ઢંગ બદલીને અલૌકીક અને સુખરૂપ થઈ જાયછે.

રાગ ઉપરનો, પણ ગળગળો.

કહે વસિષ્ઠ શૂણો હિમાચળ, ઋષિ વલખાં મારેછે સબળ;
ઘણું ઘણું એ મનમાં વિચારે, આવ્યાની વેળા વહિ ગઈ ત્યારે. ૧
પથારીમાંથકી પાડે રાડ, બે પ્રહરનો કર્યો છે વદાડ;
ક્યાં રોકાણી હશે શાણી સતી, વાટે થૈ હશે શું એની ગતિ. ૨
આડી વાટને રાત અંધારી, જેમાં વસેછે પ્રાણી હિંસારી;
તેમાં નરની હિંમત જાય હારી, તો જીવે કેમ અબળા બિચારી. ૩
સ્વાર્થે આડે મેં ન કર્યો વિચાર, કાઢી એકલી વગડામાં નાર;
હોજો સ્વાર્થીને જગમાં ધિઃકાર, દુઃખ પરનું ધરે ન લગાર. ૪

મને સદ્ય થવાને આરામ, કર્યું મૂર્ખતાનું મોટું કામ;
ઘડી ઘડી આડું અવળું જોય, જાણે આવતું દેખાય કોય. ૫
જો આવે કદી કાંઈ અવાજ, તો ઋષિ પાડે બૂમ તેવાજ;
કોણ પદ્મા આવી મારી વાલી, કે શું ભણકારા આવેછે ખાલી. ૬
સાજી તાજી પ્રભુ જો પોચાડે, તો મઢીથી કાઢું ન કો દાડે;
પણ ધોખો મને થાય મોટો, મારે કર્મે કાળો ડાઘ ચોટો. ૭
હવે શું કરૂં ને કોને કહું, પાછી પદ્માને શીવિધ લહું;
એમ મનમાં ઋષિજી મુઝાય, એટલામાં અચરજ મોટું થાય. ૮
પથારીમાંથી થયો પલંગ, અંગનો બદલ્યો સહુ રંગ;
વરવી કાયા મટી મટ્યો રોગ, નવ જોબન રૂપ અમોઘ. ૯
પામી ઊઠ્યા અચંબા સહિત, કેમ ઉગર્યો હું થાતો દુખિત;
ગયું વૃદ્ધપણું કેઈ દિશ, અકસ્માત ત્રૂઠા જગદીશ. ૧૦
કોમળાંગ અહો કેમ થયું, શુષ્કઅસ્થિપંજર[1] શેણે ગયું;
ક્યાં ગયાં ચર્મ ને વલકળ, અંગે આ શાં વસન[2] હિરાગળ. ૧૧
કંઠેથકી ગઈ ક્યાં રૂદ્રાક્ષ, આ શા હીરા મોતી સ્ફટીકાક્ષ;
અતિ ઉમંગ ને ચંચળાઈ, મારા દેહમાં ક્યાંથી ભરાઈ. ૧૨
જૂવે દર્પણમાં જઈ મુખ, આતે શું હોય દુઃખ કે સુખ;
વાર વાર શરીર તપાસે, આહા! આતે મને કેવું ભાસે. ૧૩
આમ તેમ આડું અવળું જોય, આ શું નૌતમ કૌતુક હોય;
કેમ પળમાં સ્થિતિ પલટાણી, ક્યાંથી સંપત્તિ આવી ભરાણી. ૧૪
પર્ણકુટી મારી નથી જોતો, શું આ મેહેલ દેખું સાજ સોતો;
હય રથ ને આ મોટા હાથી, આવ્યાં ગૌ ભેંસનાં ટોળાં ક્યાંથી. ૧૫
તુંબીપાત્ર મૃત્તિકાનાં પાત્ર, દારિદ્રાવસ્થાની વસ્તુ માત્ર;
નથી દેખતો ક્યાંય આવાર, દેખું સોના રૂપા વસ્તુ સાર. ૧૬
મોટો મણિમય મ્હેલ વિચિત્ર, મીનાકારી અનૂપમ ચિત્ર;
મેનાં પોપટ માંહે કલ્લોલે, બહાર કોયલ મોર અતોલે. ૧૭
સુંદર હોજ ફુવારા ને બાગ, ક્યાંથી ઉપના આજ અથાગ;
ભક્ષ્ય ભોજ્યાદિ દેખું છું સાર, લડ્ડુ પાયસ આદિ અપાર. ૧૮

---

૧ શરીરરૂપી સૂકેલું હાડકાનું પાંજરૂં. ૨ લૂગડાં.

આ શો ઘર વખરી તણો ઠાઠ, ગોખ જાળીયાં હિંચોળાખાટ;
શું મારો બદલ્યો અવતાર, શું કર્યો કોઇએ જાદુ આવાર. ૧૯
શું બધી દેખું આસુરી માયા, મારી પુષ્ટ જણાય શે કાયા;
આ બનાવ શું સ્વપ્નામાં દેખું, અથવા આ બધું ભ્રમે પેખું. ૨૦
ઈંદ્રજાળ કે ગંધર્વ નગ્ર, આ તે શું દેખુંછું થઈ વ્યગ્ર;
કલ્પના મજથી નવ થાય, મારી બુદ્ધિ અતિ ડોળવાય. ૨૧
સાચું શી વિધ મજથી મનાય, થઈ કેમ કંચનવર્ણી કાય;
આસપાસનો કરતાં વિચાર, નથી સ્વપ્નતું ચિન્હ લગાર. ૨૨
નથી જાદુ નથી કાંઈ ભ્રમ, નથી બગડ્યો બુદ્ધિ કેરો ક્રમ;
ત્યારે શું આ બધું હશે સાચું? મને જીવ્યાનું પણ હતું કાચું. ૨૩
સ્વલ્પબુદ્ધિથી શું સમજાય, હશે દૈવી માયા મહિમાય;
દૈવી માયા ગતિ કો ન જાણે, દેવાસુર પણ અંદેશો આણે. ૨૪
શિવ બ્રહ્મા વિષ્ણુ પણ ભૂલ્યા, બ્રહ્મઋષિ પણ માયામાં ડૂલ્યા;
ત્યારે હું કેમ જાણું અજ્ઞાન, કર્યું કોણે આવું તુષ્ટીદાન. ૨૫
નિશ્ચે હરિએ કર્યા ભાગ્યશાળી, દારિદ્રાવસ્થા સમૂળી ટાળી;
નથી ઓછ હવે કાંઇ સુખની, ક્યાંય જગ્યા રહી નથી દુખની. ૨૬

**વલણ.**

જગ્યા દુ:ખની રહી નથી, ન્યાલ કર્યો ધરણીધરે;
કહે શંકર શ્રોતાં સૂણો, એક વાત ઋષિ મન ધરે.

---

## કડવું ૬૯ મું.

### ઋષિ પિપ્પલાદ પોતાને કવખતે—સતીની ગેરહાજરીમાં—સુખ-સંપત્તિ મળવાથી ઘણાજ શોચ કરેછે અને પદ્માકુમારીની આતુરતાથી વાટ જુવેછે.

રાગ ઉપરનો, પણ ગળગળો.

ઋષિ મનમાં કરેછે વિચાર, મારે ઘેર નથી મારી નાર;
મને કવખતે કર્યો ન્યાલ, એવો અંતર આવેછે ખ્યાલ. ૧
નથી જાણતી પદ્મા બિચારી, જ્યારે જોઉંછું એમ વિચારી;
ત્યારે ઉપજે અંતર અતિ ત્રાસ, થાય ભંગ સહુ મન આશ. ૨

આવી પદ્મા આશ્રમ નહિ જોશે, ત્યારે પોકે પોકે મસ રોશે;
મઢીસ્થળપર મેહેલ દેખાશે, સતી થડકશે અતિશય ત્રાસે. ૩
મૃગાદિ વન પશુઓ ન જોશે, હય હસ્તિથી સૂકશે શોષે;
માંદા વૃદ્ધ મુનિ નહિ જડશે, તો નક્કી સતી ભોંપર પડશે. ૪
એવે સત્ય કહીશ કદી વાત, શપથો[1] ખાઈ વિવિધ જાત;
કેમ માનશે તે રાજસુતા, સતી રત્ન છે પરમ પુનિતા. ૫
નવ જોશે જટાનો મુગટ, ત્યારે લેખશે લુચ્ચો લંપટ;
મારૂં જોશે જુવાન સ્વરૂપ, ગણુશે ધુર્ત્ત ઢોંગી પાપરૂપ. ૬
ત્યારે કરશે નક્કી મારો ત્યાગ, એમ સળગેછે અંતર આગ;
ઓળખાણુ સાચી ત્યાં ધરીશ, કદી કાલાવાલા હું કરીશ. ૭
આપી એંધાણુ અતિ બોધીશ, ગુહ્ય વાતો અનેક શોધીશ;
તોય રે'શે દ્રઢ કેમ ભરોસે, જ્યારે કાયા સુંદર મારી જોશે. ૮
મારી સ્થિતિ થઈ છે વિચિત્ર, પૂરે સાક્ષી થઈ કોણુ મિત્ર;
એનો શોચ મને ઘણો થાય, મારો જીવ અતિ અકળાય. ૯
આ વૈભવ અતિ દુઃખદ થાશે, પતિવ્રતા હાથે થકી જાશે;
સતીવિના વૈભવ લાગે શૂળ, સતી પદ્માવિના બધું ધૂળ. ૧૦
હજી કેમ સતી નહિ આવી, શું ગઈ ઉર ચે[2] સળગાવી;
નક્કી ફડકે ફાટી પડશે તેહ, એમાં લેશ ન લેખો સંદેહ. ૧૧
કોણુ પદ્માને સમજાવી લાવે, કોણુ સત્ય બધું સમજાવે;
જોઈ મ્હેલ ભાગી ગઈ હશે, તો મારે નથી જીવવું કશે. ૧૨
હવે ગોતું એને કેઈ દશે, મારા દેહમાં વસવસો વસે;
મારો જીવ ઉંડો ઉંડો જાય, કુમળું કલેજું કળપાય. ૧૩
કદી ખોળવા જૌં વગડામાં, એટલામાં સતી આવે આમાં;
જોઇ ઋષિવોણું આખું સ્થળ, ભાગી જાય સતી તેજ પળ. ૧૪
એમ કહી મ્હેલે થૈ ઉદાસ, ચડી જોવા લાગ્યા ચારે પાસ;
સાદ કરે ઋષિ વારે વારે, પદ્મા પદ્મા કહીને પુકારે. ૧૫
ઉંચા નીચા ઋષિ બહુ થાય, પણુ પદ્મા ન કયાંય દેખાય;
આવે મ્હેલેથી પલકમાં હેઠ, ચડે પલમાં પાછા ઉંચે ઠેઠ. ૧૬

---

૧ સમ-સોગન. ૨ ચિતા.

લાંબી લાંબી નજરથી નિહાળે, પણ ક્યાંય સતી નવ ભાળે;
જેમ જેમ વડી વેલા થાય, તેમ તેમ ઋષિ ગભરાય. ૧૭
હરિ હરિ હવે કેમ થાય, આ બધું પદ્માથી શે જણાય;
હાય હાય! કેણીગમ પળું, પદ્મા સતીને ક્યાં જઇ મળું. ૧૮
ઘડીમાં મઢીથી બહાર જાય, ઘડીમાં આવે મઢીની માંય;
શ્વાસોચ્છ્વાસ ભરે મસ મુખે, આલોચે અતિ અંતર દુઃખે. ૧૯

વલણ.

આલોચે અંતર દુઃખે, ને શ્વાસોચ્છ્વાસ ભરે ઘણા;
કહે શંકર શ્રોતાં શૂણો, પ્રભુ ગતિમાં હોય શી મણા.

---

## કડવું ૭૦ મું.

રાગ ઉપરનો, પણ હરખાતો.

ઋષિ ઘણા ઘણાક મુંઝાય, એને અંતરે કાંઈ કાંઈ થાય;
મને વૈભવ આપ્યો એ વારૂ, પણ જોબન કરશે નઠારૂં. ૧
મને જોબન શામાટે આપ્યું, મારૂં વૃદ્ધપણું શીદ કાપ્યું;
હોત શરીર જો મારૂં વૃદ્ધ, તો મને સતી જાણત શુદ્ધ. ૨
પણ થૈ તે ન થઈ ન થાય, ભલે કોટિક કરીએ ઉપાય;
એમ કહી અટારીએ ચડી, લાંબી નજરે જૂવે છે જે ઘડી. ૩
એવામાં આવતી દીઠી વામા[1], ઋષિ ઉતાવળા દોડ્યા સામા;
ઓ આવે મારૂં અમૂલ્ય મોતી, એકી નજરે આણીમેર જોતી. ૪
એ તો કામદુધા મારા ઘરની, ઓ આવે ડગલા દેતી ધરની[2];
ઓ આવે મારો ચળકતો તારો, માનું સફળ થયો જમવારો. ૫
એ તો કીકી મારા નેત્ર તણી, મારા ઘરની એ પારસમણી;
ઓ આવે મારો જળહળતો હીરો, જેનેમાટે હું હતો અધીરો. ૬
મારૂં નિર્ધનીનું ધન આવે, એની ચટકતી ચાલ જણાવે;
કર શુંડાસમાન સુહાવે, જાણે હાથણી હલકતી આવે. ૭
મારી પરમ પવિત્ર સુજાણ, ઓ આવે મારો મલપતો પ્રાણ;
મારા આશ્રમનો શણગાર, ઓ આવે મારો પ્રાણઆધાર. ૮

---

૧ સ્ત્રી. ૨ પૃથ્વી.

સાથે જોગણુ બે આવે કોઈ, વાતો કરતાં માંહો માંહે જોઈ;
જઈ વધામણી દેઉ સઘ, મે'ર કરી પ્રભુજીએ અઘ. ૯
એમ કરતાં દોડ્યા સડેડાટ, લડથડતા મૂકીને ઉચાટ;
દોડે તેતરપર બાજ જેમ, દોડ્યા ઋષિ ચડીચોટ તેમ. ૧૦
લક્ષ્ય[1] ઉપર જ્યમ જાય તીર, તેમ દોડ્યા ઋષિ તજી ધીર;
જેમ ગોફણથી જાય પાણો, તેમ દોડ્યા વેગે ઋષિરાણો. ૧૧
જેમ તોપે વછૂટે ગલોલો, તેમ દોડ્યા ઋષિ મારૂંઢાલો;
થોડે દુર જતાં થયા ભેળા, પડી પદ્મા ચરણે તેજ વેળા. ૧૨
ઋષિ હર્ષનાં અશ્રુઓ લાવી, બોલ્યા પદ્માને પ્રેમે વધાવી;
પ્રાણવલ્લભા રાજકુમારી, ખુશી થા ખુશી થા પ્રાણપ્યારી. ૧૩
સતી આપણે આંગણે આજ, વરસ્યા વૈભવના મેઘરાજ;
મારા શરીરનો ફર્યો વાન, ત્રુઠા આપણને ભગવાન. ૧૪
એમ કહી કર ઝાલી ઉઠાડી, સર્વે ચિંતા પ્રભુએ મટાડી;
વણ પૂછયે ઋષિયે સહુ વાત, કરી પળટાયું જે અકસ્માત. ૧૫
તારે માથેથી ઉતર્યું કામ, હવે સામટો લે તું વિશ્રામ.
એમ કહી ઉભા રહ્યા ઋષિ, દેખાડી મુખે અપૂર્વ ખુશી. ૧૬

વલણ.

દેખાડી ખુશી મુખ થકી, ઋષિ તહાં ઉભા રહ્યા;
કહે શંકર શ્રોતાં પછી, સતીએ શબ્દો શું કહ્યા.

---

## કડવું ૭૧ મું.

### પોતાના પતિને જોબન તથા વૈભવ મળ્યો, તેનું બધું માન સતી પોતાના પતિને આપેછે. થોડીવારે પદ્માકુમારીને પોતાનાં માબાપનો મેળાપ થાયછે, અને તરતજ તેનાં મા-બાપ વૈકુંઠમાં જાયછે.

રાગ—ઉપરનો.

કહે પદ્મા તુરત શિર નામી, ધન્ય પૂરણ પ્રતાપી સ્વામી;
મણા નથી તમ તપ બળમાં, તમે જે ધારો તે કરો પળમાં. ૧

---

૧ નિશાન.

રિદ્ધિ સિદ્ધિ છે આપને હાથ, શું વખાણુ કરૂં કૃપાનાથ;
દારિદ્રાવસ્થા ગૈ થયું સારૂં, આવ્યું જોબન એ પણ વારૂ. ૨
ઇચ્છા ઉરની[1] થઇ સહુ પૂરી, આપ પુણ્યે રહી ન અધૂરી;
એમ પતિની પ્રસંશા[2] કરી, પોતાની વીતી જણવી ન જરી. ૩
ધન્ય ધન્ય સતી તારી કરણી, શું વખાણ કરે કવી કરણી;
ધન્ય ધન્ય પદ્મા તારો તાત, ધન્ય ધન્ય પદ્મા તારી માત. ૪
ધન્ય ધન્ય સતી તારો ધર્મ, ધન્ય ધન્ય સતી તારાં કર્મ;
ધન્ય ધન્ય તારો અવતાર, ધન્ય જીવવું તારૂં હો નાર. ૫
ધન્ય ધન્ય ભણતર તુજ સતી, ધન્ય ધન્ય પદ્મા તારી મતી;
તારી ધીરજ ને ધન્ય ધન્ય, તારૂં વાધજો પૃથ્વીમાં પુન્ય. ૬
તીર્થ જપ તપ કરતાં ન મળે, તે તેં મેળવ્યું પતિવ્રત બળે;
તારા જેવી સતી જગમાં થાઓ, દુઃખ દારિદ્ર સર્વેનું જાઓ. ૭
પછી કમંડળુ જળે ભર્યું, રૂષિએ નિજ હાથમાં ધર્યું;
બીજે હાથે પદ્મા સતી સાહ્યાં, આવ્યાં મ્હેલમાં હરખે ઘેરાયાં. ૮
એટલામાં નભેથી વિમાન, આવતું દીઠું સૂર્ય સમાન;
સ્વર્ણરત્ને રચિત સ્વરૂપ, સ્ફટીકાક્ષના સ્તંભ અનૂપ. ૯
વાયુ ચીરી આવે સડેડાટ, વાગે ઘુઘરીના ઘણેણાટ;
જોત જોતામાં ઉતર્યું અવાસે[3], જોઈ પદ્મા અતીશ ઉલ્લાસે. ૧૦
અહો ભાગ્ય મારૂં શું વખાણું, અનહદ હર્ષનું આજ ટાણું;
મારે આંગણે સોનાનો સૂર, ઉગ્યો ને વહ્યાં કનકનાં પૂર. ૧૧
આહા! વરસાદ મોતીના થયા, ભય શોક સહુ નાશી ગયા;
આજના સુખને કોણ વરણે, એમ કહી પડી તૂર્ત ધરણે. ૧૨
માત તાતનાં દર્શન થયાં, દેહનાં દુઃખ સમૂળાં ગયાં;
એમ કહી બંને કર જોડી, દેવયાનમાં[4] ભેટવા દોડી. ૧૩
રાજા રાણીએ પણ તૂર્ત વારી, દિવ્ય દેહ છે દેખ અમારી;
પૃથ્વીના જીવને ન અડાય, એવો સ્વર્ગનો છે મહિમાય. ૧૪
તું ગયા પછી તજીને હર્ષ, રહ્યાં ગંગાએ અગ્યાર વર્ષ;
વાનપ્રસ્થ થઈ ઉગ્ર તપ, કર્યું ને કર્યો પ્રણવનો[5] જપ. ૧૫

---

૧ દીલની-મનની. ૨ વખાણ. ૩ ઘેર. ૪ વિમાનમાં. ૫ ઓંકારનો.

અંતે પ્રભુજીએ થૈને પ્રસન્ન, આપ્યું દરશન કર્યો પાવંન;
પછી લે ચાલ્યા વૈકુંઠ જેવે, અમે આજંવથી માગ્યું તેવે. ૧૬
પુત્રીને મેળવો ઘનશ્યામ, એજ એક છે અમોને હામ;
એણે શું શું સહ્યું નિજ તંન, તે જાણ્યાનું છે અમોને મંન. ૧૭
બોલ્યાં ગદગદ કંઠે એ રીતે, સાંભળ્યું પ્રભુએ એક ચિત્તે;
પછી શ્રીહરિ થઇ પ્રસંન્ન, બોલ્યા તારી પુત્રી ધન્ય ધન્ય. ૧૮
તારા પતિવ્રતના ગુણ ગાઈ, તેડી લાવ્યા અમો બેને આંહિ;
સુખી થા સુખી થા પુત્રી મારી, તેં તો પીઅરની લાજ વધારી. ૧૯
ભલે ભણાવી તુજને સુપ્રીતે, તેં ઉજાળ્યાં અમોને સુરીતેં;
અથ ઇતિ તારો ઇતિહાસ, પ્રભુ મુખે શૂણ્યો આજ ખાસ. ૨૦
થઇ અમને કલેજામાં હાશ, તારા સુખનો જોઇને પ્રકાશ;
પ્રભુ દેજો, પુત્રી તારા સરખી, જેથી માતપિતા રહે હરખી. ૨૧
હવે કરશું વૈકુંઠ નિવાસ, સુખરૂપ પ્રભુજીની પાસ;
એવે મોટો થયો ધમધમાટ, ચાલ્યું વિમાન ત્યાં સડેડાટ. ૨૨
જોત જોતામાં થયું અદર્શ, થયો પદ્માને શોક ને હર્ષ;
કે'તી માતામાતા તાતતાત, ઉંચા કરતી ગગન ગમ હાથ. ૨૩
જાઓમાં જાઓમાં મારા તાત, મારે કેવી છે કાંઇક વાત;
એમ ગદગદ કંઠે ઉચરતી, પદ્મા ટળવળેછે ઉભી ધરતી. ૨૪

## વલણ.

પદ્મા ઉભી ધરણીએ, પિતર વિજોગે ટળવળે;
કહે શંકર શ્રોતાં પછી, ઋષિ વદે શું તે પળે.



# કડવું ૭૨ મું.

પતિવ્રતા પદ્માકુમારી અને પિપ્પલાદ ઋષિ પોતે મેળવેલું આયુષ્ય ઘણાજ સુખમાં ગુજરે છે, તેને દશ બ્રહ્મનિષ્ઠ પુત્રો થાયછે. અંતે તે દંપતિ વૈકુંઠમાં જાયછે. ત્યાં વિષ્ણુ અને લક્ષ્મીજી પોતાની પાસે ઘણાંજ માનસહિત રાખેછે. આ અદ્ભુત આખ્યાન સાંભળીને હિમાચળ પોતાની પુત્રી શિવજીની સાથે ઘણાજ ઠાઠમાઠથી પરણાવેછે.

રાગ-ઉપરનો.

કહે કૃષ્ણ શુણો રાધા સતી, નગને[1] કહે અરૂંધતી પતિ;
પછી મુનીએ સમાધાન કીધું, તૂર્ત પદ્માને સમજાવી લીધું. ૧
ખુશી થા ખુશી થા મારી વામા, તારાં પિતર અભયપદ પામ્યાં;
હવે સુખમાં રહી નથી મણા, શું વખાણ કરૂં ભાગ્ય તણાં. ૨
મનની વેદના સહુ જાઓ, મુખે પ્રભુ તણા ગુણ ગાઓ;
ખાઓ પીઓને કરો કલ્લોલ, ભોગવો સુખ ભવનાં અતોલ. ૩
બંને દાસીને સદ્‌ગુણી વર, સાથે પરણાવી દીધી સત્વર;[2]
થયો સુખીઓ સહુ એમ સાથ, સતીને ત્રુઠા ત્રિલોકી નાથ. ૪
એક દીનથી બીજે અદકો જાય, બીજાથી ત્રીજે હરખ સવાય;
ભોગ્ય વસ્તુ સર્વે ભોગવાય, કોઈ વાતે ઓછું ન જણાય. ૫
દાસદાસી અનેક રખાય, નળદમયંતી સરખાં શોભાય;
ખાય પીએ ને કરે વિલાસ, માણે મોજ અતીશ ઉલ્હાસ. ૬
થોડા કાળમાં થયા દશ સુત, રૂપે અકેકથી અદ્‌ભુત;
ખટશાસ્ત્રને વેદ પુરાણ, તેમાં પ્રવીણ પૂરા પ્રમાણ. ૭
પિતાથી અદકા ગુણવાન, વિદ્યાએ બ્રહસ્પતિ સમાન;
પિતૃભક્ત જીતેંદ્રિય પૂરા, બ્રહ્મજ્ઞાનમાં નહિ અધુરા. ૮
એવા પામી પરાક્રમી પુત્ર, શોભાવ્યું સતીએ ઘરસૂત્ર;
ખાધાં પીધાં ઘણાં દાન દીધાં, અમુલાં સંસારિક સુખ લીધાં. ૯
ભોગવી સુખ અહિંનાં અથોક, કાળ ધર્મે ગયાં વિષ્ણુ લોક;
વિષ્ણુ લક્ષ્મીએ દેઈ સાબાશ, રાખ્યાં બંનેને પોતાની પાસ. ૧૦

---

૧ પર્વત-હિમાચળ. ૨ તુરત.

તેના માનની ખાતર પ્રીતે, કર્યો મહોત્સવ રૂડી રીતે;
માત તાત સખી સહુ ત્યાંય, ભેળાં થયાં પૂર્ણાનંદમાંય. ૧૧
કહે જય જય વૈકુંઠવાસી, જય પદ્મા પતિની ઉપાસી;
જન્મ મરણ થશે નહિ ફરી, પતિવ્રતથી ત્રૂઠા તમને હરી. ૧૨
ભવ ઔષધ પતિવ્રત એક, નારીએ સેવવું રાખી ટેક;
તેમ વસિષ્ઠ કહે નગરાજ, આપો શિવને પુત્રી રાખો લાજ. ૧૩
સતી પાર્વતી પ્રતાપી પૂરી, માનવી નહિ આથી અધૂરી;
પાર્વતીનો પે'લો અવતાર, સાથે શૂણાવ્યો કરી વિસ્તાર. ૧૪
વિરહ વેદના શિવની સકળ, કહી સંભળાવી ઋષિએ તે પળ;
શૂણી વસિષ્ઠનાં સત્ય વચંન, આપી શિવજીને પુત્રી પાવંન. ૧૫
વિવા શિવ શક્તિનો વખણાયો, પારાશર નારદાદિએ ગાયો;
કહે કૃષ્ણ શૂણો રાધા સતી, જગમાં નારીનો ઈશ્વર પતિ. ૧૬
એ કથા કહી તુજને વિસ્તારી, પદ્માખ્યાન તે કલ્યાણ કારી;
હવે કહું તેની ફળશ્રુતિ, સાંભળો રાધિકા મહામતિ. ૧૭

વલણ.

કહે કૃષ્ણ શૂણ રાધિકા, ફળશ્રુતિ આ રાસની;
કહે શંકર શ્રોતાં શૂણો, વાણી પ્રભુના દાસની.

---

## કડવું ૭૩ મું.

### આ સતી આખ્યાન સાંભળવાથી, ઘરમાં રાખવાથી તથા તેનું દાન કરવાથી શું શું ફળ થાયછે તે, તથા ગ્રંથ રચનારની વિજ્ઞપ્તિ.

દોહરા—રાગ ઇંદ્રસભાનો.

ચરિત્ર પદ્માજી તણું, શિખે સાંભળે ગાય;
સુત વિત બુદ્ધિ સાંપડે, તન આરોગી થાય. ૧
પરસ્પરે પ્રીતિ કરી, પતિપત્ની હરખાય;
જ્ઞાન ભક્તિ વિદ્યા વધે, સંસારે શોભાય. ૨
સત્ય ધર્મમાં પ્રીતડી, દુર્મારગમાં દ્વેષ;
બે લોકે કીર્ત્તિ વધે, સુખડાં પામે બેશ. ૩

વિજોગ ભાગે સ્વજનના, પૂરે પ્રભુ સૌ આશ;
અખંડ એવાતણુ વધે, થાય સ્વર્ગમાં વાસ. ૪
પરણી કુમારી બેઉને, ફરજ ગણી ધરી પ્રેમ;
જરૂર વિશ્વાસે કરી, સાંભળવું ધરી નેમ. ૫
પતિ આયુષ્ય વધારવા, શૂણવો આ સતીરાસ;
કુલિન સ્ત્રીએ આ ગ્રંથને, ઘર સંઘરવો ખાસ. ૬
લાણી આ શુભ ગ્રંથની, કરે કુલિન જન કોય;
પુત્ર પૌત્ર સૌભાગ્યને, પામી સુખીયાં હોય. ૭
મીસેં મીસેં આ ગ્રંથનું, દાન કરે નરનાર;
ભવો ભવં તેનો થશે, સુખી આરો સંસાર. ૮
જે વિધ સતીએ ભોગવ્યાં, સુખડાં અપરંપાર;
તે વિધ સુખડાં ભોગવો, સદ્ગુણી સૌ સંસાર. ૯
જામ વિભેશી રાજમાં, જામનગર જશવંત;
તેમાં રહીને આ રચ્યો, ગ્રંથ ધરી અતિ ખંત. ૧૦
શ્રીસદ્ધર્મસભાવિષે, કુલિન સ્ત્રીઓની પાસ;
વાંચી સંભળાવ્યો સહુ, મન રાખી ઉલ્હાસ. ૧૧
અહિચ્છત્ર શિરોમણી, પટણી કુળ કે'વાય;
નાનાસુત જેઠા તનુજ, શંકરલાલ સુ ગાય. ૧૨
માત્રા ગણુ જાણું નહિ, નહિ પીંગળનો પાઠ;
જ્યમ ત્યમ જોડીને કર્યો, પદ્યતણો આ ઠાઠ. ૧૩
-હસ્વ દીર્ઘ અનુપ્રાસને, અલંકાર રસ સાફ;
જુગતેથી નથી જાણતો, ગુણીજન કરશો માફ. ૧૪
ઓગણીસ્સેં ત્રેંતાલનો, વિક્રમ સંવત્ સિદ્ધ;
અષાઢ વદની દ્વાદશી, પ્રબંધ પૂરો કીધ. ૧૫
કડવાં છે ત્રૌંતેરને, કડી બધી મળી એમ;
અઠાણુંપર તેરસેં, રચી થાય જ્યમ ક્ષેમ. ૧૬
મંગળ વાણી ને વલણ, નથી ગણ્યાં આ માંય;
સતીઓમાટે એ વિધે, ગ્રંથ પૂર્ણ આ થાય. ૧૭
શ્રોતા વક્તા સૌ મળી, બોલો બે કર જોડ;
જય જય રઘુપતિ જદુપતિ, જય જય શ્રી રણછોડ. ૧૮

**ઇતિ પદ્માખ્યાન સંપૂર્ણ.**

## श्रीसद्धर्मबोधक सभामां आवनार स्त्रीओए करावेली प्रभुप्रार्थना.



### મુજે છોડ ચલા બનજારા એ રાગ.

હે સકલ શક્તિ ધરનારા, તુજ મહિમા અપરંપારા;
આવ્યાં અમ શરણુ તમારી, પ્રભુ કર શૂણી અરજ અમારી. ૧
છો દીનબંધુ જગસ્વામી, ચહીએ અમ શિર નામી;
સદ્‌ગુણી સહુ નરનારી, પ્રભુ કર શૂણી અરજ અમારી. ૨
પૂર પ્રેમ પરસ્પર વાધે, હળી મળી કાર્ય સૌ સાધે;
વચ પડે ન કલેશ કટારી, પ્રભુ કર શૂણી અરજ૦ ૩
છે સતીઓનાં સુચરિત્ર, સૌ શ્રાવ્યથકીજ[1] પવિત્ર;
સ્ત્રી શૂણે સદા દિલધારી, પ્રભુ કર શૂણી અરજ૦ ૪
સમજી નિજનો સહુ ધર્મ, નવ કરે ઉલટાં કર્મ;
સુખ લહે પ્રીતમ ને પ્યારી, પ્રભુ કર શૂણી અરજ૦ ૫
સ્વસુરૈ[2] પિતરૈવત[3] જાણી, ઉર પ્યાર અતિશય આણી;
વહુ થાય સેવન કરનારી, પ્રભુ કર શૂણી અરજ૦ ૬
ઈશ્વરસમ પતિને લેખી, સ્ત્રી કરે ભક્તિ તજી શેખી;
મુખ મધુર વચન વદનારી, પ્રભુ કર શૂણી અરજ૦ ૭
શુભધર્મ કર્મમાં પ્રીતિ, લહે વિનય નીતિ ને રીતિ;
ઘરકામવિષે ગુણકારી, પ્રભુ કર શૂણી અરજ૦ ૮
ઉદ્યોગ અંગમાં આણી, આળસને કાઢે તાણી;
થાય સુપૂતની દેનારી, પ્રભુ કર શૂણી અરજ૦ ૯
સદાચર પતિવ્રત પાળી, થૈ સ્વર્ગીય સતીને વાલી;
આપેજ ઉભય કુળ તારી, પ્રભુ કર શૂણી અરજ૦ ૧૦

---

૧ સાંભળવાનાં પુસ્તકો થકી. ૨ સાસુસસરો. ૩ માબાપ જેવાં.

આ જન્મ સફળ કરવાનું, વળી ભવસાગર તરવાનું;
પતિચરણ નાવ ગણનારી, પ્રભુ કર શૂણી અરજ અમારી. ૧૧
સુખ સંપવિષે સઘળાં છે, એમ સમજી કુળમાં વાંછે;[1]
એવી થાય ઘરોઘર નારી, પ્રભુ કર શૂણી અરજ૦ ૧૨
જે સતી ધર્મ નિત પાળે, તે સુત પતિ વિરહ ન ભાળે;
પામે સુખ સંપત્તિ સારી, પ્રભુ કર શૂણી અરજ૦ ૧૩
હું ગરીબ શંકર લાલ, આ અરજ રાખીને વ્હાલ;
ભણનાર મોક્ષ અધિકારી, પ્રભુ કર શૂણી અરજ અમારી. ૧૪

---

૧ ઇચ્છે.



# સૂચના.

---

૧ આ ગ્રંથનાં પૃષ્ઠ ૭૯ કડવા ૪૩ ની કડી પેહેલીમાં—"જય કાંત, જય કાંત, જય કાંત" એમ ત્રણ વાર લખ્યું છે. તો તે ત્રણવાર નહિ વાંચતાં ફકત બે વાર વાંચવું.

૨ થોડા વખતમાં—આ ગ્રંથ કરતાં દોઢો ગ્રંથ "પરમસતી મનોરમા અને શશીકળા નામની સાસુ વહુના ઉત્તમ ચરિત્રનો" બહાર પડશે—જે સતીકથાનું બીજું પુસ્તક કહેવાયછે. પ્રથમ ગ્રાહક થનાર પાસેથી એક રૂપીઓ રોકડો લેવામાં આવશે. પાછળથી વધારે બેસશે. (ગ્રંથ કર્ત્તા તરફ પોતાનાં નામ નિશાનસહિત લખવું.)

**૩ આ ગ્રંથ નીચે લખેલે ઠેકાણેથી મળશે.**

**મુંબઇ**—પંડિત જેષ્ઠારામ મુકુંદજીની દુકાનેથી—બહારકોટ તેલવાડીને નાકે.

,, પંડિત કેશવલાલ હરિરામ આર્યધર્મપ્રકાશના તંત્રી—ભૂલેશ્વર નજીક શીરંગીના દેવળપાસે, પંડિત જયકૃષ્ણના માળામાં.

**જામનગર**—શાસ્ત્રી ત્રીભોવન પ્રેમજીપાસે—વાંઝાવાડપાસે ગરબીફળીયામાં.

**જામ-ખંભાળીઆ**—ગ્રંથ કર્ત્તા પાસેથી—સરકારી કન્યાશાળામાં.

**લા૦ શંકરલાલ જેઠાભાઇ ભટ્ટ,**

જામ-ખંભાળીઆ કન્યાશાળાના મહેતાજી.